

# મનુષ્ય ધારે તે કરે.

ભુજંગી છંદ.

ખરી શક્તિ જેજે, જનો કેળવે છે.
પછીથી જુવે તે, બધું મેળવે છે;
રૂડી શક્તિ એવી, તમો કેળવોને,
અને જે જુવે તે, બધું મેળવોને.

દોહરો

દેવો આધિન થાય છે, તો પછી શું નવ થાય?
શક્તિ પેહેલાં મેળવો, જેથી તુર્ત જણાય.



રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,


કવિ ત્રિભુવનદાસ નારણજી
રે. રાયપુર દરવાજે, ભાઉની પોળ,
ઘર નં. ૧૪૦૩, અમદાવાદ.



નકલ ૨૦૦૦ } સર્વ હક્ક સ્વાધીન { સને ૧૯૨૪ સં. ૧૯૮૦

કિંમત ચાર આના.





ધી ગુજરાત પ્રી. પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું-પાંચકુવા, અમદાવાદ




સંસ્થાન ભાવનગરના મેહેરબાન હજુર
કૌંસીલર સાહેબ બહાદુર.

**સર પ્રભાશંકર દલપત્તરામભાઇ પટણીની**
**પવિત્ર સેવામાં.** મુ. ભાવનગર.

ભુજંગી છંદ.

રૂડા કિર્તિવાળો, પ્રજાનો ખજાનો;
ઘણો કિંમતી જે, ગણાયે મજાનો;
નથી લુંટનારો, મળ્યો આજ સુધી;
લુંટી તે લીધો, ધન્ય દિવાન બુદ્ધિ. ૧

પ્રજાને સુખોમાં, તમોએ ઝુલાવી;
મહાકષ્ટની વાત, સૌને ભુલાવી;
નહિં કોઇને કોઇ, શકે જો સતાવી;
દુઃખો દર્દ દીધાં, બહુનાં પતાવી; ૨

ઘણી સુખ શાંતિ, કરી છે પ્રજામાં;
વસે એક સાથે, બધાએ મજામાં;

રૂડા ધોરણે રાજ નીતિ ચલાવી;
દુભાવે ન કોએ, હિલોળા હલાવી. ૩

પ્રજા પૂર્ણ રીતે, મહા સુખ પામી;
નથી ખોળતાં, લાગતી કોઇ ખામી;
પ્રજા ભુપ પ્રેમે, રહે એક દીલે.
મહા મોદ ન્યાળી, સહુ ખુબ ખીલે. ૪

કરી રેલ ઘાડી, બધાં મ્હાલ માંહે;
નહિં મ્હાલ ખાલી, દિસે એક કયાંહે;
કરી બેવડી રાજ પેદાશ આપે;
કવિ કોઈ શું, આપના ગુણ માપે; ૫

પ્રજા રાજ પ્રત્યે, કર્યા ઉપકારો:
પધારી જ વ્હાલા, તમોએ હજારો,
લઘુ ગ્રંથ તેથી, સમર્પુ જ મ્હારો;
વડા પ્રેમ વાળા, તમો તે સ્વાકારો. ૬

**દોહરા.**

સદ્‌ભાગી સંસારમાં, સદા કરે સદ્‌કામ
અવનિ પર ઉપકારનાં, તેનાં રે જગ નામ. ૧
આ ગુણોને ઉરમાં, આપે આપ્યો વાસ;
અર્પણ પુસ્તક એ થકી. કરે ત્રિભુવન દાસ. ૨

**—વગર પરવાનગીએ અર્પણ—**

**કર્તા—કવિ ત્રિભુવનદાસ નારણજી, અમદાવાદ.**

# મનુષ્ય ધારે તે કરે.



આ પુસ્તકનું નામ સાંભળી કોઇ કોઈ એમ કહેશે કે, "માણસ ધારે તે કરે" તેમાં તે શું લખ્યું, અને તેમાં તે વાંચવાનું હોયે શું? કોઇ કોઇ વળી એમ પણ બોલશે કે માણસ ધારે તે કરે, એ તે શી રીતે બને? કોઈ કહેશે કે મારે રાજા થવું છે તે શું થવાય? કોઇ કહેશે કે મારે પૈસા અને મોટામાં મોટો વૈભવ જોઇએ છીએ તે શું મળી શકે? કોઇ કહેશે કે મારે તો ખુબસુરત પદમણી જેવી ઓરત જોઇએ તે શું મળી શકે? કોઈ એમ પણ કહેશે કે મારે તો અમીર થવું છે તે શું થઇ શકાય? આવી આવી અનેક જાતની કલ્પના અને તર્ક વિતર્ક કરીને બોલશે કે એ તો કેમ બને? આના જવાબમાં માહરે એટલુંજ કહેવાનું છે કે, દરેક બાબત બને; કોઇ બાબત ન બને તેમ ધારવાનું નથી; અને શંકા પણ કરવાની નથી; દરેક બાબત બનવા જોગ છે. અને બને છે પરંતુ પ્રથમ ધારીએ તે કરીએ તેવી શક્તિ મેળવવી જોઇએ. એ શકિત મેળવ્યા પછી ધારીએ તે કરી શકીએ તેમા, જરા પણ શંકા કરવા જેવું કે વ્હેમ ખાવા જેવું કશુંએ નથી. માટે, ધારો તે કરો. હવે ધારીએ તે કરવા પેહેલાં એ શકિત કેવી રીતે મેળવવી? અને એ શકિત કઇ રીતે મળે; તેને માટે પ્રથમ આપણે નિચે લખેલી બાબતો ગ્રહણ કરવી જોઇએ.

# બાબતો.

૧ જે માણુસ ધારે તે કરવા માગતો હોય તેણે—ફીકર, ચિંતા, ધાસ્તી, બીક, શંકા, વ્હેમ, નિરાશા, આળસ, નાસીપાસી, નાઉમેદીપણાનો બીલકુલ ખ્યાલ કે, વિચાર યતકિંચિત કરવોજ નહી. તેમ ઉદાસી, ગમગીની, બેચેની બીલકુલ કરવી કે રાખવી નહી. જે માણુસ ધારે તે કરવા માગતો હોય તેણે, શાંતિ, ધીરજ આનંદી સ્વભાવ, હિમ્મત, ઉત્સાહ, ખંત, વિશ્વાસ, ભરૂસો, શ્રદ્ધા, દ્રઢતા રાખવી જોઇએ.

૨ કોઇની સલાહ લેવી નહી, પોતાનાજ વિચારથી દરેક બાબતને વળગી રહેવું. હુંજ કરીશ, હુંજ કરીશ અને હુંજ કરી શકીશજ એમ ધારવું જોઇએ. તથા કોઈ બાબત કરવી અશકય નથી એમ માનવું જોઇએ.

૩ આપણો ભેદ છુપો રાખવો, કોઇને જણાવવો નહી. ડગલે ને પગલે શું કરવાના છીએ તે બોલવું કે કોઇને કહેવું કે જણાવવું નહિ.

૪ આપણી ઇચ્છાને દ્રઢ બનાવવી.

૫ બોલવું થોડું, સાંભળવું અને જોવું ઘણું.

૬ પોતાનો ટેક, રૂવાબ ને દમામ જાળવી રાખવો અભિમાન રાખવું નહી.

૭ જે કામ કરતા હોઇએ તેમાં ને તેમાં ધ્યાન રોકી રાખવું જોઇએ. જાણે તે કામ અને આપણે બેજ જગતમાં છીએ. બીજું કોઈ નથી તેમ.

૮ આપણે માટે કોઈ સારૂં નરસું બોલે તેનો ખ્યાલ કરવો નહી. તેમ દરકાર કે પરવા પણ રાખવી નહીં.

૯ આપણે આપણા હેતુ સંભાળવો. અને આગળ વધવાની ઇચ્છા પ્રબળમાં પ્રબળ કરવી.

૧૦ ઇશ્વરની ભકિતથી સદ્‌ગુણો ખીલાવી આત્મીક શકિત પ્રગટ કરી, તે શકિતનો ઉપીયોગ કરવો. દુરાચારના વિચારને સદાને માટે તીલાંજલી આપવી.

ઉપર પ્રમાણેની બાબતોવાળા નિયમો ધારણ કરી જુવો, અને પછી દરેક કાર્ય કરો જોઇએ. ધારો તે કરી શકો છો કે નહી? તેની તમોને તુરત ખબર પડશે. કદાચ તમારે દાખલા દલીલથી વિશેષ ખાત્રી કરવી હોય તો દાખલા અનેક મોજુદ છે તે પણ નિચે વાંચી ધ્યાનમાં લ્યો.

## દાખલા.

૧ આકાશે માણુસથી ઉડી શકાય એ વાત કોઇ માની શકે કે જોઇ શકે તેમ હતું નહી. તે અત્યારે એરોપલેન અને જેપ-લીનમાં બેસી આકાશે ઉડે છે, લાખો ગાઉની મુસાફરી કરે છે. તે આપણે વાંચીએ છીએ, જાણીએ છીએ અને નજરો નજર પણ જોઇએ છીએ.

૨ કોઈ પણ જાતના વાહન વગર ગાડી ચાલે, એ પણ આપણે માનવામાં આવે તેવું હતું નહી. છતાં આજે ગાડીમાં બેસી લાખો ગાઉની મુસાફરી કરીએ છીએ. અને અનુભવિયે પણ છીએ.

૩ કાગળ લખ્યા સિવાય કે મોઢેથી ખબર કહ્યા સિવાય સંદેશો મોકલી શકાય, એ વાત બીલકુલ માનવામાં આવે તેમ નહોતી. તે વાત અત્યારે તારના લોઢાના દોરડામાં, એક કલાકની અંદર હજારો ગાઉ મોકલી શકાય છે. તે પણ જુવો છો.

૪ માણસ કે કોઇ જીવ–વગર ગાયકે બોલી શકાતું નથી. એમ આપણે ખાત્રીથી માનતા, તે અત્યારે અનેક ભાષાના ગાયન; ગીત ગવાય છે, ભજન બોલાય છે અને ભાષણ પણ થાય છે. ફોનોગ્રાફના દાખલાથી આપણે ચકીત થઇ ગયા છીએ. તે પણ શું ?

૫ તારનાં દોરડા વગર, જયાં વાત કરવી હોય ત્યાં વાયર લેસથી કરી શકાય છે. તે પણ શું બતાવે છે ?

૬ ટેલીફોનથી આપણે અમદાવાદથી મુંબઇના માણસ સાથે મોઢામોઢ વાત થઇ શકે, ( પાંચ રૂપિયા ફી બેસે છે ) આ વાત પણ જાણો છો. અને વાત પણ કરો છો, તે શું ?

૭ આપણે હાથે સળગાવ્યા વિના આખા શહેરમાં એકજ સેકન્ડમાં બત્તી પ્રગટ થાય છે. એવી રીતે વિજળીથી અનેક કાર્યો થાય છે. તે નજરો નજર જુવો છો.

૮ રૂ પીંજવાના, કાંતવાના અને કપડા ભાતભાતના પોતાની મેળે વણાવાના અને લાકડાં વેહેરવાના, પથરાનાં મોટાં બેલાં બનાવવાના, વાહન વગરની ગાડી (મોટર)માં ફરવાના પાણીમાં તરવા અનેક જાતનાં લોઢાનાં યંત્રોનો અનુભવ કરો છો તેનો પણ ખ્યાલ તો કર્યો હશે.

૯ અહીં બેઠા વિલાયતમાં શું બને છે તે જાણવાની વિદ્યા હિપ્નોટીઝમની જોતા હશો.

૧૦ કોઇ પણ જાતની દવા લીધા કે પીધા વિના હરકોઇ જાતની બીમારી મટાડવાની વિદ્યા અમેરીકા, ફ્રાંસ અને જરમનીમાં છે તે શું ખોટી છે? તે વિદ્યા અહીં પણ છે.

૧૧ ગુજરી ગયેલા જેને ઘણાં વરસો થઇ ગયાં હોય, જેનું નામ નિશાન પણ ન હોય તેના ફોટા પાડવાની વિદ્યા પ્રચલીત છે. અને તેના મોટાં મોટાં પુસ્તકો ઇંગ્રેજીમાં પગટ થયેલાં છે.

૧૨ ગુજરી ગયેલાંને બોલાવી, તેમના સાથે રૂબરૂ અને યંત્રથી તેમજ બીજા શરીરમાં બોલાવી વાતચિત કરવાની, ખુલાસો મેળવવાની વિદ્યા પણ છે.

આવી હેરત અને અચંબો પમાડે એવી અનેક બાબતો છે તે આવા નાનકડા પુસ્તકમાં સમાવી શકાય નહી. માટે નથી લખતો મતલબ "માણસ ધારે તે કરે" તે વાતના ખરાપણાની ખાત્રી થશે.

ત્યારે હવે આપણે ધારીએ તે કરી શકીએ તેની ખાત્રી થઇ (જેને ખાત્રી ન થતી હોય તેને તો મુવેલો માણસ જીવતો થઇને કહે, તોએ ખાત્રી થશે નહી) માટે આપણે શું શું કરવાનું છે. તે જાણવા વાસ્તે એજ છે કે,

---

નોટ—સ્વર્ગમાં વાસ કરવાને માટે પણ આ વિદ્યાજ છે. સ્વર્ગમાં જવા માટે સ્વર્ગની સીડીની ચોપડીમાં લખેલા.પગથીયાંનો વિચાર કરવો પડતો નથી. તેમાં બ્રાહ્મણને બુટ કે ચોફાળ ઓઢવાનું દાન પણ કરવાની જરૂર નથી એટલુંજ નહી પણ સ્વર્ગ લેવાને માટે કોઇ મીસ્ત્રી પાસે નિસરણી ઘડાવી તે ઉપર ચડીને સ્વર્ગમાં જવાની દરકાર રહેતી નથી.

જે કરવાનું છે તે આજ બાબત માટે છે.

૧ આપણે સદાને માટે તંદુરસ્ત રહેવું.

૨ પૈસા મેળવવા.

૩ સર્વ પ્રકારનું સુખ મળવવું.

૪ બીજી દુનિયાંમાં પ્રભુ પદ મેળવવું.

હવે આ ચાર બાબત કઇ રીતે મળે. તેનો ખુલાસો કરીએ.

પહેલી બાબતનો વિષય સર્વોતમમાં સર્વોતમ છે. આખી પૃથ્વીમાં એમજ બોલ બોલાય છે કે, 'પહેલુ સુખ તે જાતે નર્યો, (તંદુરસ્ત)' તો આ તંદુરસ્ત રહેવાનો ઉપાય શું કરવો? જવાબ—શારીરીક જ્ઞાન મેળવવું. શારીરીક જ્ઞાન એટલે શું? જવાબ—શરીરના અંદર કયાં કયાં તત્વો અને અવયવો છે તેનું જ્ઞાન મેળવવું. જ્ઞાન કેવી રીતે મળે? જવાબ—તેવાં પુસ્તકોનો અભ્યાસ કરવાથી. એ પુસ્તકોનું નામ શું? અને કયાં મળે છે? જવાબ—૧ પ્રેકટીકલ સાઇકોલોજી ૧ ગુપ્ત મન શકિતની મહાન શોધ ૧ મોતનો ભેદ ૧ બંદગીનું બળ ૧ મરજી પ્રમાણેનાં બાળકો.

એ પાંચ પુસ્તકોનો ખાસ અભ્યાસ કરવો જોઇએ. અને તે મુબંઇમાંજ મળે છે. એડ્રેસ "એન. એમ. ત્રિપાઠી, કાલબાદેવી રોડ-મુંબાઇ"માં મળે છે. આ પુસ્તકોનો લગભગ બે વર્ષથી હું અભ્યાસ કરૂં છું. મારા પાસે એ પુસ્તકો વેચવા તરીકે નથી. જેને જોઇએ તેણે ત્યાંથી મંગાવવા. આ પુસ્તકોને માટે અભિપ્રાય આપવા જેટલી મારી શકિત નથી પણ માત્ર એટલુંજ લખીશ અને કહીશ કે એ પુસ્તકોનું રહસ્ય દરેક માણુસ સમજે અને એ વિદ્યાને કેળવે તો હિંદુસ્તાનનું દરીદ્ર ફીટી જાય અને

આખો હિંદ સ્વર્ગ, જનંત યાને બેહેસ્ત સમાન બને તે નિસ્-
વીવાદ છે.

શરીરના અંદરના ભાગમાં કયાં કયાં અવયવો છે તે મારી સમજશકિત પ્રમાણે લખું છું. છાતીની જમણી બાજુની છેલ્લી પાંસળી નીચે કલેજું, છાતીની ડાબી બાજુની છેલ્લી પાંસળી નીચે તલ્લી યાને બરલ. બન્નેની વચ્ચે નાનાં મોટાં આંતરડા જે પાંત્રીસ ફુટ લાંબા છે. તેની ઉપર હોજરી; ડુટી અને બરડાની વચોવચ મુત્ર પીંડો (ગુરદા) તેની નીચે પેસાબનો ફુંડો જીવન શક્તિને રહેવાનું સ્થળ ડુંટીની નીચે છે ખોરાકમાંથી કેવી રીતે લોહી અને માંસ બને છે. હાડકાને માટે જોઇતો ચુનો તેમાંથી બને છે, લોહી કેવી રીતે ફરે છે. આખા શરીરમાં દોઢ ગેલન એટલે બાર રતલ છે તે આખા શરીરમાં ત્રીશ સેકન્ડમાં ફરી વળે છે, લોહીને ફરવાનો રસ્તો હૃદય છે તે હૃદય છાતીની ડાબી બાજુએ અંદરના ભાગમાં છે. જીવવાનો આધાર લોહી ઉપર છે. ડોકની અંદર નીચેના ભાગમાં છાતીની અંદર હાડકાની પટી તરીકે એક પાંજરા જેવા ફેફસાં છે. આખા શરીરમાં બસો હાડકા છે અને તે મીજાગરા માફક ગોઠવાયલાં છે. પાંચસો સ્નાયું છે. માથાના ભાગમાં મગજ અને તેની અંદર ત્રેતાળીશ ખાના છે. (સેન્ટર) એ ખાનાના અંદર અમુક અમુક શકિતઓ છે. એ શકિત પ્રમાણે માણસ કામકાજ કરે છે અને જીવન ગાળે છે. માથાના પાછલા ભાગમાં સફેત માવા જેવા પદાર્થવાળું નાનું મગજ છે. બરડાની કરોડમાં અનેક રગો ઝીણી મોટીનું ઝુમખું છે. જીભમાં, નાકમાં, ગાંતમાં, આંખોમાં, કાનમાં અને ચામડીમાં અમુક અમુક જાતના

જ્ઞાનતંતુની શક્તિઓ વસેલી છે આખું શરીર ચામડીથી મઢેલું છે. બીજી બારીક હકીકત લખવા બેસીએ તો નાનકડાં પુસ્તકમાં સમાઈ શકે નહી. માટે સંક્ષિપ્ત હેવાલ આપું છુ.

હવે આપણે સદાને માટે તંદુરસ્ત રહેવા શું કરવું જોઇએ તેનો ખુલાસો કરૂં છું.

જે જે શરીરના અવયવો અને જ્ઞાનતંતુઓ છે તેમાં માનશિક શક્તિના બળ વડે અને શારીરિક ક્રીયાથી તેમજ આત્મીક શક્તિથી અમુક અમુક ગતિઓ ખીલાવી, પ્રગટાવી કે ફેરફાર કરી શકવાની શકિત મેળવીએ તો સદાને માટે તંદુરસ્ત રહી શકીએ એટલું નહીં પણ વિલાયતમાં બિમાર પડેલા માણસને આપણે અહી ઘેર બેઠા તંદુરસ્ત બનાવી શકીએ તો પછી આપણે તંદુરસ્ત રહેવું કે બીજાને તંદુરસ્ત બનાવવા. તે કંઇ નવાઇ જેવું નથી. તેમ નહીં બનવા જોગ નથી. મતલબ આપણામાં કુદરતે પોતાની સર્વ શકિત આપેલી છે. શરીરના અંદર ઝેરી થયેલું લોહી અને ઝેરી થયેલી હવાને શુદ્ધ બનાવવી તે પણ આ વિદ્યાથી બનાવી શકાય છે. જેથી તંદુરસ્તી આપણીજ છે.

## પૈસા મેળવવા બાબત.

પૈસા મેળવવા અને તેમાંથી ભરણપોષણ કરવું એજ મનુષ્ય પોતાનું કર્તવ્ય સમજે છે. આ નિયમથી આખી આલમ યાને ખલક પ્રવર્તન કરે છે. તેમાં કેટલ્યાએક પ્રમાણીક કોશીષથી પૈસા મેળવે અને કેટલ્યાએક તો અધોગતિનાં કુકર્મ કરે છે. કેટલ્યા એક હોજરી બાઇના ગુલામો તો તે એવાં અઘોર

૧૧૭૩૦



કુકર્મ કરે છે કે જેનુ વર્ણન કે વિવેચન કરવું લજ્જા પાત્ર છે. કેટલ્યા એક તો ઘણા નિચ અને એવા તો હરામખોરો મારા અનુભવમાં જીવન ગાળતા અને હૈયાતી ભોગવતા જોયું છું કે, જેનુ સ્મરણ થતાં કંપારી છુટે છે. જે-બાબતનું જરાકે જ્ઞાન ન હોય એવા કેટલ્યાએક તો માહાન વિદ્વાન અને પંડીતોનો દમામ, દેખાવ અને ડોળ રાખે છે. ન કરવાના કુકર્મો કરે છે અને પૈસા મેળવે છે. પરંતુ આવી રીતે પૈસા મેળવી જીવન ગાળવું તે કરતાં જગતને મો નહી બતાવતાં મરી જતા હોય તો વધારે સારૂં છે કે, જેથી દુનિયામાં કલંકરૂપ થતાં બચે અને બિજાની બાજુ ખરાબી કરતા અટકે આવા માણસો ધારે છે, તો તે પણ પૈસા મેળવી શકે છે. પરંતુ તે પૈસા મેળવે છે છતાં તે પૈસા મેળવ્યા કહેવાય નહી. તે ભલે પૈસાદારનો દાવો રાખે પરંતુ લોકોને મન તો તેવાઓ નિચજ ગણાય છે. ખરા પૈસા મેળવ્યા કયારે ગણાય કે જેનાથી બીજાઓને મદદ મળે છે. નિરાધારને આધાર મળે છે. ગરીબોની સંભાળ લેવાય છે, ધર્મના ખાતાઓ ચલાવાય છે, કેળવણીમાં મદદ કરે છે. સારા કાર્યમાં પૈસા વાપરે છે તેણેજ પૈસા મેળવ્યા ગણાય અને એવા પૈસા મેળવવા એ દરેક માણસની ફરજજ છે. તો હવે તે પૈસા કેવી રીતે મેળવવા ?

ધંધા યાને રોજગારમા તન મન લગાડીને એકજ ધ્યાનથી કામ કર્યા કરવું અને પૈસા મેળવવા જેટલી બને તેટલી પ્રમાણીક કોશેષોને કામે લગાડવી. એથી જરૂર પૈસા મળશેજ. શ્રદ્ધા, ખંત, હિંમત, ઉત્સાહ, ધિરજ, વિશ્વાસ, દ્રઢતા, રાખીને કામ કર્યા કરો તો પૈસા જરૂર મળશે. આવી રીતે વિલાયતમાં લોકો

અબજોપતિ થયા છે અને થાય છે. અને હિંદુસ્તાનના દાખલા જોવા હોય તો જુવો.

૧ મહાત્મા શ્રી ગાંધીજીએ બે કરોડ મેળવ્યા અને તે કદ-ખળીયા તેમજ લોક કલ્યાણાર્થે વપરાય છે. માહાત્માશ્રી ગાંધીજી આપણા હિંદમાં તો શું, પણ પૃથ્વીના છેડા સુધી માન્યવર મૂરતી ગણાય છે. તો તેઓશ્રીને હું પણ માન્યવર મૂરતી તરીકે કેમ માન ન આપું? અલબત આપુંજ અને મને તે ઘણા વ્હાલા છે. પરંતુ તેમણે જે જે ધાર્યું હતું. તે તે સઘળું કર્યું. જુવો એવું કહેલું કે, જેલમાં જાઓ, તો લોકો જેલમાં ગયા, ફાંસી ચડતા મરવું પણ ડરવું નહી તે પણ થયું છાતીમાં મશીનગનથી વીંધાવ, તે તે પણ વીંધાયા, રેંટીયા રણકાવો, તો તે પણ લોકોએ રણકાવ્યા, ખાદી પહેરો અને, ટોપી ઘાલો, તો તે સુધા કર્યું. (સાગ ભાગે તંમુરો લેવાનું નથી કહ્યું) ઢેડ ભંગી સાથે એકતા કરો. તે પણ કોઇ કોઇએ કરી. અને હવે મેં સાંભળ્યું છે કે, મુસલમાન ભાઇઓ કોઇને મુસલમાન કરે તો તેમાં વાંધો લેવો નહીં. હવે છેવટનો આ રસ્તો આપ્યો. આ રસ્તો મને તો ઝેર જેવો લાગ્યો છે. કારણ કે. શું ગાય, બકરાં, ઘેટાં, ભેંશ, પાડા, ગાય, બળદ, વિગેરે નિર્દોષ પશુઓના બીજનું નીકંદન કાઢવામાં કંઇ બાકી રહ્યું છે? અને કાંઇ બાકી રહે છે. તે આવી ભલામણ કરે છે. મહાન દુષ્કાળમાં દૂધ, ઘી, અનાજ અને બીજી ખાવા પીવા અને ઓઢવા પેહરવાની વસ્તુઓ જે ભાવથી મેળવવા સગવડ હતી, તે અત્યારે સારા સુકાળના વખતમાં પણ મળતી નથી. તેથી શું તેઓ એટલું પણ નહીં સમજતા હોય કે જાનવરોનો નાશ કરવાથી હિંદુસ્તાનની આવી દયાપાત્ર દશા થઇ પડી છે?

તો પણ હજી હિંદુને મુસલમાન બનાવી જાનવરોનું સત્યાનાશ વળી જશે, તે શું તેમને ખ્યાલ આવતો નહી હોય ? મહાત્માજીના આવા વિચારોથી લોકો ત્રાસ પામી ગયા છે અને ત્રાસ પામે તેમાં ખોટુંએ શું છે ?

આગળ ઉપર હિંદુઓને જબરજસ્તીથી મુસલમાન બનાવવાની ઘણી વાતો સાંભળીએ છઇએ. તેમાં જો સીવાજીએ પોતાથી બનતું ન કર્યું હતે તો આજે હિંદુ એવો શબ્દ હિંદમાં હતે નહીં માટે સીવાજીને માહાત્માશ્રી ગાડા ગણવા માગે છે કે પોતે ગાડા થયાનું બતાવે છે ?

વળી મુસલમાન થયે પણ સુખ કયાં છે ? આગળ (પૂર્વે) ઘણા બ્રાહ્મણો વટલીને વોરા થયા છે. છતાં મુસલમાનોએ પોતાનો તિરસ્કાર ઓછો કયાં કર્યો છે ? હજુ બીચારા વોહોરા-ઓને મોહરમના દિવસોમાં દહાડે હડતાલ પાડી ઘરનાં બારણાં બંધ કરી છુપાઇ રેહેવું પડે છે. છતાં છુપાએલાને સતાવવા લોકો ચુકતા નથી. તેમના ઘર ઉપર પથરા ફેંકે છે, ગાળો ભાંડે છે, અને ઉસ્કેરવાને જેમ ફાવે તેમ બોલે છે અને ગીત ગાય છે, મને એક શબ્દ યાદ છે તે લખું છું. એક દુકાન ઉપર મેડી મથાળે વોહેરા બેઠેલા હતા. તે વખતે આ ભાઇઓનું એક મોટું ટોળું આવ્યું, પથરા ફેંકયા અને ગીત ગાવા લાગ્યા તેમાં છેલી કડીએ હતી કે–" હુર બઈ વઇ–વઇ "આ શબ્દનો અર્થ તો તે જાણે મને સમજ પડતી નથી પણ ઉશ્કેરણીનો હોવો જોઇએ. જો આ વખતે વોરા નિચે હોત તો તેના માથાના જેવી ડાંઢી ચોખી કરી નાખત એતો નક્કી છે પછી બીજું શું બનત

તે પ્રભુ જાણે. કહો માહાત્માશ્રી વોહોરા બ્રાહ્મણ મટીને મુસલમાન થયા છતાં શું સુખ મળ્યું ? મુસલમાનો મુસલમાન ગણતા નથી અને હિંદુ હિંદુ ગણાતા નથી. મતલબ વોહોરાજીએ તો બંને બાજુ ગુમાવી નથી રહ્યા હિંદુ કે-નથી ગણાયા મુસલમાન તો પછી આપણે વટલીને કઈ સ્થિતિમાં રેહેવું અને આવવું તે જરા કહ્યુ હોત તો વધારે સારૂં. ખોજાનું પણ તેમ છે. તેને પેસવા દેતા નથી માટે આવા રસ્તા ન બતાવો તો સારૂં અને માહાત્માઓનું આવું કર્તવ્ય નજ હોય તેમ રાજને ઉથલાવી નાખવાના વિચારો પણ નજ હોય તેના વિચારો તો કોઇનુંબી ભલું થાઓ એવાજ હોય, અને એજ-વિચારવાળો માણસ માહત્મા સ્થિતિએ પોહોચેલો ગણી શકાય. વાસ્તે આપના પદને ઉંચ સ્થિતિપર લાવવા આપની ફરજ સંભાળો. માહાત્મા તરીકેના ખરા વિચારો જોઉં છું તો ભાવનગરના હજુર કોંસર મી. પ્રભાશંકર દલપતરામમાં જોઉં છું. કારણ તેના વિચારો એવાજ છે. કોઇનું બી ભલું થાઓ. તેનું અનિષ્ટ ચાહનાર, બુરૂં બોલનાર, ખણ ખોદ કરનાર, અપમાન કરનાર કે અવિવેક વાપરનારનું પણ ભલું કર્યું છે. રાજાનું પણ ભલું કર્યું છે અને તે પેહેલાં રૈયતનું વધારે ભલું કર્યું છે હજુ કરે છે. અંતઃકરણ શુદ્ધ અને ન્યાયી છે. ગુન્હેગારો પ્રત્યે પણ રેહેમ છે. પોતાની મેહેરબાનીનો લાભ લઇ અધર્મ કરનારાઓનો પણ આશિર્વાદ લઇ જતા કરી બચાવેલા છે, કે જેને યતકિંચિત હૃદયમાં રોષ કે દ્વેષ જેવી વસ્તુ નથી. અને સર્વનું ભલું થાઓ એમ ઇચ્છે તો મહાત્મા વૃત્તિ લેખી શકાય અને મહાત્મા કહીએ તો તેજ છે.

મુસલમાની ધર્મ આજકાલનો નવો નથી પણ પુરાતની છે તે ધર્મમાં ઇમાન, યકીન નેક બાબત, વિચાર, મોહબત, નેક બંદગીના સિદ્ધાંતવાળા તત્વો મને બહુજ વ્હાલાં છે, ખુદાના નામ ઉપર હું આફીન છું. "અલ્લાહો અકબર" ના શબ્દની ધ્વની મારે કાને પડતાં મારામાં એટલો બધો આનંદ પ્રગટે છે કે જેની હદ શબ્દમાં બતાવવાને મારી કલમ કામ કરી શકતી નથી. પરતુ આ પવિત્ર ધર્મના ફર્માનોના અંદર હિંસાની અને માંસાહારની વાતો સેળભેળ કરી દેવામાં આવી છે તે તો મને આંખના પાટા જેવીજ લાગે છે. જો મુસલમાની ધર્મમાં જીવની હિંસા કરવામાં આવતી નહોય તો હું એ કયારનો ઇસ્લામી ધર્મમાં નિવૃત્તિ કરી રહ્યો હોત. માત્ર જીવ હિંસા અને માંસાહારનો મોટામાં મોટો બાધ છે અને હાલનો જમાનો જોતાં એ બાધ દૂર થવાની આશા રાખવી તે આકાશના તારા ઉતારવા જેવી છે. માટે આપ આ ધર્મમાં હિંદુને જવાની ભલામણ કરતાં પહેલાં જીવ હિંસા અને માંસાહાર તદન નાબુત કરાવો પછી આગળ વધો. જીવહિંસા અને માંસાહાર બંધ થશે એટલે-મુસલમાન થવાની ભલામણ કરવાપણું રહેશે નહી એ મને ખાત્રી છે.

૨ સંસ્થાન ભાવનગર રાજ્ય અને પ્રજાના પ્રેમનું પાત્ર નામદાર દીવાન સા૦ સર પ્રભાશંકર દલપત્તરામભાઇ એક ખાનદાન કુટુંબના અંગભૂત છે. જેમના વડીલોની સ્થિતિ સાધારણ હતી. પરંતુ તે નામદાર સંસારી વ્યહવારી કાર્યમાં જોડાયા પછી પોતાની ધારણામાં સફળ થવા કેવાં કેવાં સર્વોત્તમ નામના મેળવી છે અને "ધારે તે કરે" તેમ પોતાની મુરાદમાં સફળ થયા છે તેનો માત્ર આ સંક્ષિપ્ત્ય હેવાલ ધડો લેવાને પુરતો થશે,

પ્રથમ ભાવનગરના મરહુમ નામદાર માહારાજા સાહેબ બહાદુર સર ભાવસિંહજીના સંસર્ગમાં પોતાની શક્તિથી જોડાયા. અને પોતાના ઊંચા પ્રકારના સદ્ગુણોથી પ્રેમનું પાત્ર બન્યા. આખરે ના. મરહુમ મહારાજા સાહેબે તેમના ઉમદા સદ્ગુણોની લાયકાત જોઇ માહાન બોજાવાળા હોદ્દાનો બોજો તેમના ઉપર મુકયો. તે બોજો ઘણી સરળતાથી ઉચકી તેમાં વિજય મેળવવો. ઉમર થતાં હજાર રૂપિયાના માસિક પગારથી પેનશન કરી આપ્યું. પરંતુ નામદાર ગવરમેંટ સરકારને પણ તેવીજ પ્રીતિ થવાથી મુંબાઈ ધારાસભામાં દાખલ કર્યા. વળી ઇંગ્લાંડમાં પણ તેમની શક્તિનું કિરણ પ્રસરવાથી ના. હિંદી પ્રધાનની ઓફીસમાં મેંબર તરીકે દાખલ કર્યા. અને તેમની કાર્યકુશળતા જોઈ હું ન ભુલતો હોઉં તો કહું છું કે, જે બીજા વર્ગના રાજાને માન હોય છે તે તે પ્રમાણે પંદર કે સત્તર તોપનું માન આપ્યું. ઇલકાબોને માટે તો પછી કહેવુંજ શું હોય ? એ પ્રમાણે વિલાયતનું માન મેળવ્યું. જે માન હિંદુસ્તાનના દેશી કોઇ રાજાના દીવાન કે પ્રધાને મેળવ્યાનું મારા જાણવામાં કે સાંભળવામાં આજ પર્યંત આવ્યું નથી. આવા સંયોગોમાં ભાવનગરના નામદાર માહારાજા સાહેબ સર ભાવસિંહજી સ્વર્ગવાસ થયા. એટલે ભાવનગર રાજયની પ્રજાએ નામદાર મુંબાઇ સરકારને અરજ કરી કે, અમોને અમારા માજી દીવાન સાહેબ સર પ્રભાશંકર દલપતરામભાઇના રક્ષણ તળે મુકો, અમો તેમનાથી અમારૂં રક્ષણ ઇચ્છીએ છીએ. ના. મુંબાઇ સરકારે તે અરજ મંજુર કરી તેમના હાથમાં ભાવનગર રાજયની લગામ સોંપી.

આ ના. દીવાન સાહેબે પાલીતાણા સુધીની રેલ મહારાજા સાહેબની હૈયાતીમાં કઢાવેલી તે પછી ઢસાથી મહુવા, બોટાદથી જસદણ અને સાયલા બીજી ધોળકા સુધી, હવે તણજા સુધીની તૈયારી થાય છે. આ રાજયની ઉપજ ચાલીશથી પીસ્તાલીશ લાખની હતી તેને બદલે આજે નેવુથી પંચાણુ લાખની ઉપર થવા આવી છે. તેમાં પ્રજા વર્ગમાં કોઇના ઉપર ટેક્ષ યાને કર નાખવામાં આવ્યો નથી. પ્રજાને આજ પર્યંત યત્કિંચિત લાગણી દુઃખાય એવું એક પણ કાર્ય કર્યું નથી અને તમામ રૈયત તેમના સદ્ગુણોથી સદાને માટે સુભાશિષ આપે છે. કહો, આ કઇ શક્તિથી કર્યું? અને કોણે કર્યું. અર્થાત પોતેજ. પોતાની ધારણાથી કર્યું. મતલબ માણસ ધારે તે કરે. એ વાતને ઉપરની વાતથી ટેકો મળશે કે તેમણે પૈસા, હોદ્દો અને માન મેળવ્યું તે પોતાનીજ શક્તિથી હાલ સંસારી સ્થિતિમાં છે પરંતુ માનસિક સ્થિતિ ખરા માહાત્માનીજ છે. પોતા તરફ અવિવેક વાપરનાર, અદેખાઈ કરનાર, વિઘ્નસંતોષીઓ, કે વૈર વૃતિથી જોનારા પ્રત્યે પણ પોતે પવિત્રતાથી પ્રેમ દષ્ટિ રાખે છે. સમાનતા ભાવના, સદ્ગુણોનું ખરેખરૂં રહસ્ય કહીએ તે તેમનામાં હોવાની મને પ્રતિતિ મળી છે અને કહું છું કે ખરેખરા માહાત્મા અને યોગી પુરૂષ તેજ છે.

## સર્વ પ્રકારનું સુખ.

"સર્વ પ્રકારનું સુખ" એટલે શું? તેનો અર્થ ટુંકોજ છે. એટલે ધારેલી ઇચ્છા પુર્ણ રીતે પાર પડે. એટલુંજ નહિ પણ આપણો હેતુ, ઇરાદો અને તૈયારીના સઘળા વિચારો ઘણી

સરલતાથી પાર પડે. અને સદાને માટે આનંદમાં રહીએ. તે સઘળા પ્રકારનું સુખ છે. તે સાથે કહેવું પણ જોઇએ કે, જે કામ અબજો પૈસા ખરચતાં, દેવ, દાનવ કે માનવની મદદથી ન થઈ શકે તેવું અઘરામાં અઘરૂં કામ આપણાથી થઇ શકે, તે હકીકત પણ સર્વ પ્રકારના સુખમાં લેખાય છે. આ સુખ કઇ રીતે મળે? તેનોજ માત્ર ખુલાસો કરવાનો છે.

## ખુલાસો.

આ ખુલાસો એવી રીતનો છે કે, માનસિક શક્તિના બળથી આત્મીક શકિત મારફતે કુદરત પાસેથી એ સુખ મેળવી શકાય છે. કુદરત પાસેથી આ સુખ મેળવવાને આપણે જાણ્યું કે માનસિક બળથી આત્મીય શક્તિ મારફત કુદરત પાસેથી એ સુખ મેળવી શકાય. ત્યારે પહેલાં માનસિક બળને વધારે બળવાન બનાવવું જોઇએ. અને એ બળનો ઉપયોગ બંદગીમાં તલ્લીન થવાને વાપરો, અને બંદગીનું બળ ઘણુંજ બળવાન કરો. જે જે વડે સદ્‌ગુણો પ્રગટ થવા માંડશે અને જયારે સદ્‌ગુણો પુરજોસમાં પ્રગટ થશે ત્યારે આત્મીક શકિત કુદરતી રીતે ખીલી નિકળશે. આત્મીક શકિત ખીલવવાથીજ સર્વ પ્રકારનું સુખ મેળવી શકાય છે.

કોઇ અકલને લીલામ કરી આવેલો માણસ એમ કહે કે, એ વાત માની શકાય કે ગળે ઉતરે તેવી નથી અને એમજ માનતો હોય કે પૈસા હોય તો સર્વ પ્રકારનું સુખ છે અથવા એમ પણ કહે કે રાજા હોઇએ તો સર્વ પ્રકારનું સુખ મળે. જો કોઇ આવી રીતે સમજે તો તેનો જવાબ એ છે કે, પૈસા-

દાર માણુસ ભલે સુખ સાહેબીમાં રેહેતો હોય પણ તેના મનની સ્થિતિ કઠિયારાની સ્થિતિ કરતાં ઉંઘ લેવામાં નપાવટ હોય છે તેના જેવો બીજો કોઇ મનની સ્થિતિમાં દુઃખીજ નથી. એ દુઃખની વાતતો તેજ જાણી શકે, હવે રાજાની બાબતમાં કહું છું. જુવો ભાઈ ભલે ચક્રવર્તિ રાજા હોય, આખી પૃથ્વીપર વિજય મેળવતો હોય, પોતાની આણદાણુથી સર્વ કાર્યમાં સફલ થયો હોય, પણ તે મનથી શરીર ઉપર સત્તા ધરાવી શકવાને ઘણોજ અશક્ત હોય, તે શરીરના દુઃખને દુર કરી શકતો નથી બેચેની દુર કરી શકવાને તેનામાં શક્તિ હોતી નથી, આત્મીક શક્તિએ કઈ શકિત છે. તે તો જીવનપર્યંત જાણી શકતો નથી તો પછી આત્મીક શકિતથી શું મેળવી શકાય છે; તેનો જાણેજ કયાંથી? અને દુખ દરદ અને મુસીબત ને માનશિક શકિતથી દુર શી રીતે કરી શકે? માટે એ સુખી છેજ નહી. કેકતો નિર્દોષ જાનવરોનો જીવ લેવાના વિચાર કર્યા કરવાથી દુઃખી હોય છે, કોઇ રાજયગાદી ઉપર રહીને કામ કરવામાં દુઃખી હોવાથી દેશ દેશાંતર રખડે છે, કોઈ દારૂ ખેંચી જીવન ગાળતો હોય તે ફલાણો દારૂ સારો છે અને ફલાણો સારો નથી એમ કરવાનુંજ દુઃખ ભોગવતો હોય છે, કોઇ નાયકાઓના ભોગ વિલાસના વિચારથીજ પીડાયા કરે છે, કોઈ અજીર્ણ અને દુઘાનાં રોદડા રોયા કરે છે, કોઇ કોઈ રાજાની સ્પર્ધામાંજ દુઃખી છે, કોઇ અબજો રૂપિયા ખજાનામાં ભરી દેવાની પીડા ભોગવે છે, આવી અનેક બાબતોથી તે પીડાય છે. માટે તે સુખી કહી શકાય નહીં તે કરતાં ગરીબ માણુસના મનની સ્થિતિ વધારે સુખી છે. માટે

સર્વ પ્રકારના સુખ માટે શું કરવું જોઇએ ? તે તમારી પોતાની બુદ્ધિથી સમજવાનું છે.

સર્વ પ્રકારનું સુખ ભર્તુહરી, ગોપીચંદ, ધ્રુવ, પ્રહલાદ નરસિંહ મેહેતો, મીરાંબાઇ, વિગેરે અનેક પુરૂષો અને સતિઓએ મેલવ્યું તે સર્વ પ્રકારનું સુખ છે. કે જે નામ પ્રભાતમાં લેવાથી પવિત્ર બનીએ છીએ તેનું બોલેલું બોલી, ગાયેલું ગાઇ, આનંદ મેળવીએ છીએ. અને જેના સ્મર્ણથી શરીરને શાંત અને મનને એકાગ્ર કરી પ્રભુ તરફ વૃત્તિને દોરવીએ છીએ તો તેવા પુરૂષોએ સર્વ પ્રકારનું સુખ મેળવ્યું કહી શકાય.

આ સુખ મેળવવાને માટે સંસારી સુખ તરફના વિચારો પલટી નાખી બીજી દુનિયાના વિચારમાં જોડાઇ જવું જોઇએ, અને અહોનિષ એજ ખ્યાલમાં આપણા આત્માનું ધ્યાન રોકી રાખવું જોઇએ, અને તેમાં વિજય મેળવીએ, તોજ સર્વ પ્રકારનું સુખ મેળવી શકીએ.

બીજી દુનિયાનો ખ્યાલ અને વિચાર કઇ રીતે કરવો ? જવાબ-પહેલાં એજ વિચારો કે આપણે જન્મ લીધા પહેલાં કોણ હતાં ? કયાં હતા ? ગર્ભમાં કોના રક્ષણથી રહ્યા ? નવ માસ અને દસ દિવસ ખાધાપીધા વિના, મળમૂત્ર કર્યા વિના શ્વાસ લીધા વિના કેવી રીતે રહી શકયા ? ગર્ભમાંથી છુટા કોણે કર્યા, ગર્ભમાં હતા ત્યાં માથું, ડોક, કપાળ. આંખ, કાન, નાક, મોઢું, છાતી, હાથ, આંગળાં પગ, પગની આંગળી, શરીરની અંદર હાડકાં, અનેક અવયવ હાડકા ઉપર ચામડી મઢી લેવાની કારીગીરી કોણે કરી ? આ શકિત કઇ ? એ શકિતનો ખ્યાલ

કરતાં કુદરત તરફ આપોઆપ દોરવાશું અને બીજી દુનિયાના ખ્યાલમાં પડીશું અને એ ખ્યાલમાં પડતાં આપણે આપણી માનસિક શકિત સ્વભાવિક રીતે બંદગી તરફ દોરવી શકીશું.

એવીજ રીતે આપણા પ્રેમનું પુતળું-ગમે તેવી રીતના સંબંધવાળું માણસ જે આપણને પ્રાણથી અધિક વહાલું હોય. જેવું કે તે આપણો પ્રાણુ આપતાં બચે એમ હોય તો આપણે મરવાનું કબુલ કરીને મરીએ. તેવું માણસ આપણા આનંદના સ્થળ અને પ્રેમનું પાત્ર હોય જેના વિયોગથી આપણે આકળા, બાવરા બની જઇ છીએ, તેનાથી ઘડીએક છુટું પડવું ગમતું નથી. તેવું જયારે ગુજરી જાય છે. તે કયાં જાય છે. આપણા સાથે હસતું, બોલતું, રમતું, ભમતું, જમતું, ઓઢતું, પેહેરતું, હરતું ફરતું, કીલોલ કરતું આપણા અંતઃકરણમાં પ્રેમને ઉભરાવતું, તે એકદમ કયાં ગયું. તેના શરીરમાંથી શું ચાલ્યું ગયું? શું તે જીવ ચાલ્યો ગયો? જીવ કોણ હતો? અરે જેના વિના મને ચાલતું નથી અને તેના વિના ચાલતું નોહોતું. જીવ કયાં ગયો? કેમ ગયો? કોણ લઇ ગયું? લઇ જનારને તે જીવ લઇ જવાની શું જરૂર પડી? અરે તે શું ખાશે, શું પીશે!! કયાં રહેશે જોઇતી વસ્તુ તેને કોણ આપશે?? તે કોના પાસે માગશે અને મેળવશે, તેને સઘળી સગવડ મળશે કે નહીં?? જે આપણા વિના ડગલું ને પગલું હાલવું ચાલવું ગમતું નોહોતું તે હવે તેને કેમ ગમસે, અરેરે શું આપણને વિસારીજ મુકયા, અરે તે કયાં ગયું?? આવી રીતે વિચાર કરતાં બીજી દુનિયાંનો જે મનમાં ખ્યાલ થાય છે તેજ બીજી દુનિયા—નહી સમજતા સાબર મતીનો સામો કાંઠો તે બીજી દુનિયાં સમજે તો ભલે મુવા પછી જે

સ્થળે આપણો આત્મા આપણા શરીરમાંથી છુટો પડી જાય છે તેજ બીજી દુનિયાં.

બીજી દુનિયાંનો ખ્યાલ કરવાનું આપણે શું કામ છે? આપ પ્રશ્ન કોઇ કરે તો તેનો પણ ખુલાસો તો થવોજ જોઇએ. જુવો ભાઇ?? જરા સાંભળો કે આપણે અખંડ જીવવાના તો નથીજ. ના એ તો દરેકે દરેકને ખ્યાલ હશે તો પછી ગમે તેટલા વર્ષની ઉમરે પણ મરવાના તો છીએ કે ના. ભલે કોઇ આજ, કોઇ કાલ માસ છ માસ, વરસ બે વરસ કે વધારેમાં વધારે પચાસ કે છેવટ સો વરસે પણ મરવાના તો છીએજ. તો પછી મરીને કયાં જઇશું? તેનો ખ્યાલ કેમ ન કરવો? એ મરીને જીવ જે જગ્યાએ જઇએ તેજ બીજી દુનિયા.

હવે બીજી દુનિયાંમાં શા માટે જઇએ? પરમકૃપાળુ પરમેશ્વરના આત્મા સાથે આપણા આત્માને જોડી દેવા. અને તેના તેજ સાથે આપણા આત્માને સેળભેળ કરી દેવા માટેજ. તેથી આનંદમય આ જગતમાં બિજુ કશુંએ નથી. હવે બીજો એ વિચાર કરીએ કે તે કેમ બને? તેનો જવાબ એવો છે કે, ચાર વેદ, છ શાસ્ત્ર, અઢાર પુરાણ, બત્રીશ સિદ્ધાંત, બાવન ઉપનીશદ કુરાન, કિતાબ, કીસ્સા, વારતા, બાઇબલ, ગીતા, કથા આદિ અનેક પુસ્તકોનો અભ્યાસ કરી, વાંચ વાંચ કરી, જ્ઞાન મેળવીએ તો મોક્ષ મળે? નારે ભાઇ ના. તેમાં તો અનેક ઘોટાળા અને મત મતાંતરો છે તે સાથે વાદવિવાદના ઢગલામાં અને શંકાઓમાં ડુબી મરવાનું છે. તેમાં મને તો કોઇ સસ્તો અને સેહેલો રસ્તો મળતો નથી અને મલે તેમ નથી તેમાં તો જડબા તોડવાનો અને

ઘણા ફોડનો પારજ નથી. માટે તેમાં ઉતરવાથી કંઇ દહાડો વળે તેમ છેજ નહિં. સહેલો માર્ગ પ્રભુની બંદગી કરવી. ખરી બંદગી ખરા રૂપ ઉપર આવશે તો આપોઆપ સદગુણો પ્રગટ થશે અને જયારે સદગુણો પ્રગટ થશે ત્યારે તેમાંથી આત્મીક શકિત પ્રગટશે. અને આત્મીક શકિત પ્રગટશે કે તુરત તે શકિત વડે આત્માનું સ્વરૂપ જોઇ શકશો. જયારે આત્માનું સ્વરૂપ જોશો તો પ્રભુના સ્વરૂપને ઓળખવા ઘણીજ સરલતા પડશે. પ્રભુના સ્વરૂપના સ્વરૂપને જોયાની શકિત જયારે તમારે આવી ત્યાંને કશું કરવાનું રહેતું નથી. અને પ્રભુ સાથે મળી જવાય છે. બીજે કોઈ રસ્તેથી મળી શકાતું નથી. અને બીજી કોઇ એવી શકિત નથી કે તેના મારફત આપણે પ્રભુપદ મેળવી શકીએ. ટુંકું ને ટચ બીજું કશુંએ વાંચવાનું કે જોવાનું નથી. સદગુણો બંદગીથી ખીલે છે તે સદગુણો વળી કયા !

૧ દયા, નીતિ, સત્ય, યકીન, દ્રઢતા, હિંમત, પરોપકાર બુદ્ધિ, ભકિતની એકાગ્રતા, પવિત્રતાઇ, શાંતિ, એવા અનેક ગુણો છે તે બંદગી વિના બિજે કોઇ રસ્તેથી પ્રગટાવી કે ખીલાવી શકતા નથી કે મેળવી શકતા નથી. હુન્નર અને ઉદ્યોગ, કળા અને કોશળતાના ગુણો પણ તેથી ખીલે છે. અહા !! શું બંદગીની શકિત !!! આ શકિતથી અદભુત કાર્યો અને ચમત્કારો જોઇ બતાવી શકાય છે. પુર્વે થઇ ગયેલા મહાત્મા, રૂષિયો, તીર્થંકરો અને પેગમ્બરો અદભુત ચમત્કારોથી અલોકિક કાર્યો કરતા હતા અને દુનિયાને બતાવતા હતા. તેમના ઉપર આફતો અને એવાં એવાં અવર્ણનિય સંકષ્ટોથી દારૂણ દુઃખ આવી પડતાં કે જેનું

કથન, વર્ણન અને વિવેચન કરતા કમ્પારી છુટે, હૃદય ધડકે અને મુર્છા પણ આવે. છતાં એવાં દુઃખો તેમને વિસાત વગરનાં લાગતાં. જીવને દુઃખ થાય છે તે વાત તો તે લેખતા નહીં હાલ મહાત્મા ગાંધીજી આ સ્થિતિમાં આવેલાનો દાખલો જોઇએ તો મળી શકે છે. જુવો કે તે મહાત્માજીની મુરતી દર્શનિય છે પરંતુ તેમની પવિત્રતાઇને લીધે હિંદની પ્રજાને ઓળખી શકયા નથી. એટલું માહરે લખવું પડે છે. કારણ કે હિંદની પ્રજા સ્વરાજને માટે યતકિંચિત લાયક નથી છતાં તેને સ્વરાજ અપાવવાને નકામો શ્રમ ઉઠાવ્યો. અને હવે ધારૂં છું કે ખાત્રી થઇ પણ હશેજ. ઇંગ્રેજ સરકાર મને લાપસી જમવાને માટે નોંતરૂ નથી દેતી કે તેના માટેજ સારૂં લખું ! પરંતુ ઇંગ્રેજ સરકારની રાજનીતિ માટે મોટામાં મોટું માન મને છે અને તે રાજયને ચીરંકાળ પ્રભુ પ્રાર્થનાથી ચાહું છું. અત્યારે ઇંગ્રેજ સરકારની રાજનીતિ સામે પ્રજા બે દિલ છે તે હું જાણું છું. અને તેનું કારણ પણ ખરૂં છે. સબબ રાજયમાં કેટલાએક રૂસ્વતખોરોએ બદફેલીથી રૂડી રાજયનીતિને વગોવરાવી પ્રજાને હાથે કરી બેદિલ કરી છે. તેથી પ્રજા બેદિલ થઈ છે. જો રૂસતખોરોને માટે ઘણી કાળજીથી તપાસ થતી હોય તો અત્યારેજ પ્રજા ઇંગ્રેજ સરકારના પગમાં માથું ઘાલે અને આશિશ આપે કે પ્રભુ તમોને અને તમારી રાજનીતિને અમારા ઉપર હાકેમી કરવા ચીરંકાળ રાખે. આટલી વિટંબણા દુર થાય તો અત્યારેજ પ્રજા એકજ દીલ છે એમ હું તો ખાસ માનુ છું. આ વિટંબણાથી ગાંધીજી દુર રહે તો તેમને સર્વ પ્રકારનું સુખજ છે.

# બીજી દુનિયામાં પ્રભુપદ મેળવવું.

બીજી દુનિયાંમાં પ્રભુ પદ મેળવું. આ પ્રશ્નનનો વિષય ઘણોજ સેહેલો અને અઘરામાં અઘરો છે. પ્રભુપદ મેળવવામાં કઈ કઈ શક્તિ જોઇએ? એજ બાબતનો સંપૂર્ણપણે એકાગ્ર વિચારથી ખ્યાલ કરવાનો છે. ખ્યાલ કેવી રીતે કરવો? અને તેમાં કઇ કઇ બાબતનો વિચાર કરવો?

૧ પ્રભુ એટલે શું? ૨ પ્રભુ કોણ છે? ૩ કેવા છે? ૪ કયાં રહે છે? ૫ અને એની શક્તિ શું છે? ૬ તેનું પદ મેળવવાનું શું પ્રયોજન છે? ૭ તે પદ કઈ શક્તિથી મેળવી શકાય?

જવાબ ૧ લો—પ્રભુ એટલે જેને જનમ નથી, મરણ નથી, ખાવું નથી, પીવું નથી, જેને દુઃખ નથી, રોગ નથી, દ્વેષ નથી, કામ નથી. ક્રોધ નથી, લોભ નથી, મોહ નથી, વળી કપટ, દગો કે ઇર્ષા નથી તે.

જવાબ ૨ જો—પ્રભુ પવિત્રમાં પવિત્ર અને શ્રેષ્ટમાં શ્રેષ્ટ સર્વોત્તમ બળવાન શકિત છે.

જવાબ ૩ જો—જેમને શરીર નથી. પણ આપણા શરીરમાં જે આત્મા છે તે જયારે આપણે મરી જઇએ છઇએ તે વખતે આપણો જે આત્મા નીકળી જાય છે. તે આત્માના સ્વરૂપથી વિશેષ સ્વરૂપવાળો છે. જો આપણા આત્માનું સ્વરૂપ જોઇ શકીયે, તો તેથી અનંત સ્વરૂપવાળો પ્રભુ જોઈ શકાય છે અને તે તેવો છે. જેના તેજની મર્યાદા કે હદ બાંધવા મનુષ્ય શકિતવાન નથી.

જવાબ ૪ થો—આપણો આત્મા જેમ આપણા શરીરમાં રહેલો છે તેવીજ રીતે આકાશ, પાતાળ અને પૃથ્વીમાં, મતલબ સર્વ સ્થળે વ્યાપેલો છે. તે દીવ્ય ચક્ષુથીજ જોઈ શકાય છે.

જવાબ ૫ મો—એ શક્તિનું તોલ, વજન કે માપ કોઇ વ્યક્તિથી થયું નથી અને થવાનું નથી પરંતુ જેટલી બુદ્ધિ જે માણસમાં હોય તેટલું તેનું તોલ, વજન અને માપ બતાવે છે મારાથી તો કોઇ જાતની હદ કે મર્યાદા બતાવી શકાય તેમ નથીજ.

જવાબ ૬ ઠ્ઠો—તેનું પદ મેળવવાથી આપણે તેવું સુખ મેળવવાને શક્તિવાન થઇએ અને તેના સાથે જોડાઇ જવાથી તે શક્તિમાં સદાને માટે રહીએ, એજ પ્રયોજન છે.

જવાબ ૭ મો—એ પદ આત્મીક શક્તિ ખીલવવાથી, પ્રગટાવવાથી મેળવી શકાય છે. આત્મીકશક્તિ કેવી રીતે પ્રગટાવવી ? આગળ લખ્યું છે છતાં પુનરાવર્તન કરવું ઠીક લાગવાથી કરૂં છું, તે હવે આપણે લક્ષપૂર્વક જોવા જાણવા અને તપાસવાનું છે પ્રથમ, મન ઉપર કાબુ મેળવવો, પછી બંદગી કેવી રીતે કરવી તે શિખવું, બંદગીથી સદ્‌ગુણો ખીલાવવા, સદ્‌ગુણો ખીલાવવાથી આત્મીક શક્તિ ખીલે એટલે પ્રભુપદ મેળવવાને શક્તિવાન થઇએ એ વાત નિર્ણયાત્મક છે. પરંતુ તે સાથે ખાસ એ લક્ષમાં રાખવાનું છે કે પ્રભુના સ્વરૂપ સાથે તન અને મન સદાને માટે જોડી રાખવા આપણી આત્મીક શક્તિને પ્રબળ પ્રેમાળ બનાવી તલ્લીન થઈ જવું જોઇએ. જેમ બંદગી કરતા "નરસિંહ મેહેતાનો" હાથ સળગી ગયો હતો

છતાં તેમને તે હાથ સળગે છે કે લાકડું (દીવી) સળગે છે તેનું પણ ભાન રહ્યું નહોતું તેવી રીતે બંદગીથી લુબ્ધ થવું જોઇએ બીજો કોઇ પણ બાબતનો ખ્યાલ કે વિચાર કરવો જોઇએ નહી. હાલમાં મોક્ષ યાને પ્રભુ પદ મેળવવા માટે અસંખ્ય મનુષ્યો અને માહાત્માઓ બંદગી કરે છે. તેમાં કેટલાએક સિધ્ધે રસ્તે, કેટલાએક ઉંધે રસ્તે, કેટલાએક આડે રસ્તે, એવી રીતે જૂદે જૂદા ધર્મોમાં અનેક રસ્તે દોરવાય છે. અમુક કહે છે કે ફલાણો ધર્મ ખરો છે, અને કેટલાએક ફલાણો ધર્મ ખરો છે. એવી અનેક જાતના વિચારથી અનેક રસ્તે દોરવાઇ અનેક જાતની પ્રવર્તીમાં પડે છે અને ચેન ચાળા કરે છે. આથી કદિ મોક્ષ કે પ્રભુ પદ મેળવી શકાતું નથી કારણ કે દુનિયામાં પ્રભુ એકજ છે અને તેની ભક્તિ યાને બંદગી પણ એકજ છે. આવી રીતે સમજીને ભક્તિ યાને બંદગી કરે તોજ મોક્ષ યાને પ્રભુ પદ મેળવી શકે. બીજી કોઇ રીતે મોક્ષ કે પ્રભુ પદ મેળવી શકાતું નથી. જેમકે રંડીબાજ માણસ સદંતર એવા વિચારમાં તલ્લીન થઇ, ઘડીમાં પેલી બૈરી સારી છે અને ઘડીમાં પેલી ખુબસુરત અને ફલાણી તો દરેક રીતે સારી છે. એમ ધારીને અનેક સાથે સંગ યાને જના ખોરી કરે છે. છતાં તેનું જીવન પર્યંત ઘર તો બંધાતું જ નથી તેમ ફલાણો ધર્મ સારો અને ફલાણો ધર્મ સારો કરવાથી અનેક ભવમાં પણ મોક્ષ પદ કે પ્રભુ પદ મેળવી શકાતું નથી. માટે ખરો માર્ગ તો એકજ છે કે, તન, મનથી ખરા અંતઃકરણથી પ્રભુની બંદગી કરી તેને ઓળખી તેના સાથે આત્માને જોડી દેવો જોઇએ. જયારે પ્રભુના સાથે આત્માને જોડી દઇએ તોજ મોક્ષ અને પ્રભુ

પદ મળે. પ્રભુની બંદગી કરતાં અંતઃકરણમાં એટલો બધો પ્રેમ ઉભરાવી અને પાથરી દેવો જોઇએ કે જાણે દુનિયામાં સર્વ સ્થળે પ્રભુનો પ્રકાશ અને આપણા આત્માનો પ્રકાશ એકજ સ્વરૂપમાં છે તેમ જોવું જોઇએ.

પ્રભુ સાથે પ્રેમ કેવો હોવો જોઇએ? તે પ્રેમના ચિત્રનું દિગદર્શન કરવવાને એક દાખલો નિચે આપું છું તે તમારા અંતઃકરણમાં સદાને માટે લખી રાખો.

## પ્રેમ.

પ્રેમ શબ્દ ઉપર ઘણા વિદ્વાનોએ પુસ્તકો લખ્યાં છે, લખે છે અને હજુ પણ લખશે. તે વિદ્વાનોના જેવો લેખ લખવાને હું શક્તિ ધરાવતો નથી પણ મારી અલ્પ બુદ્ધિ પ્રમાણેજ આ લેખ લખું છું. અને પ્રેમનું ચિત્ર સંક્ષિપ્ત રીતે આલેખું છું.

સતિ અને પતિ-ધણી ધણીયાણીનો દાખલો-જયારે પવિત્ર સ્ત્રી, પુરૂષમાં પરસ્પર પ્રેમ જામે છે. ત્યારે પતિ, પત્નિનો ક્ષણુ વારનો વિયોગ સહન થતો નથી પતિ બાહાર જાય છે અને હજારો કામકાજ કરે છે પરંતુ પોતાનો જીવ તો પોતાની પ્રિયા પાસેજ હોય છે, તેનેજ અંતઃકરણમાં હાજરની હાજર હોય એમ અને કઇ ઘડીએ કામકાજ કરીને પ્રિયાને ભેટું. એવોજ વિચાર અહોનિશ કર્યા કરે છે. તેવીજ રીતે પત્નિ હજારો કામકાજ કરતી હોય છે, હજારોની સાથે વાતચિત કરે છે, ખાય છે પીએ છે પરંતુ તેનો જીવ પણ પતિ કયારે આવે અને કયારે ભેટું એમ

તલસ્યા કરે છે. ઘડીભર પણ એક એકને જુદા રહેવું ગમતું નથી. જુદા પડે છે કે તુરત બને જણના શરીરમાં બેચેની પ્રગટે છે તે એટલે સુધી કે એકબીજાને ભેટયા વગર ખાવું, પીવું ઓઢવું, પહેરવું, સુવું, બેસવું, હરવું ફરવું ગમતું નથી સઘળું શુન્યકાર ભાસે છે. પતિ–ઓ પ્રિયાના રટણથી જંખ્યા કરે છે અને તેવીજ રીતે પત્ની પણ ઓ વહાલા–ઓ વહાલાના રટણથી જંખના કર્યા કરે છે જયારે એકબીજાને ભેટે છે કે તુરત આલીંગનથી લદબદ થઇ ચુંબન ઉપર ચુંબન લે છે. જાણે કે તેમાં અમૃત કેમ આવી ગયું ન હોય? એવી રીતે એકબીજાના હોઠને એકબીજાના મોઢામાં પકડે છે (જેમ કબુતર પકડે છે તેમ) અને પરસેવાથી ભીજાઇ જાય છે. કમનસીબે આવા પ્રેમાળ જોડાનું જો ખંડન થાય છે તો તે એક પાછળ એક જુરી જુરીને પોતાનો પ્રાણ તજે છે (આવા સંયોગોથી સરસડા જાતનાં પક્ષી એકનો સદાનો વિયોગ થતાં બીજું આકાશે ઉંચે ચડી ત્યાંથી જમીન સાથે પટકાઇ પ્રાણ તજી દે છે) પુર્વે સતિ થયાના દાખલા મળે છે. હાલ પણ કાયદો થયા છતાં કોઇ કોઇ તેવી રીતે પત્નીયો સતિઓ થયાના બનાવ પેપરોમાં વાંચીએ છીએ. તો જેવો આ સતિ પતિના પ્રેમનો દાખલો આપું છું તેવોજ પ્રેમ પ્રભુની બંદગીથી પ્રભુને ભેટવા માટે થવો જોઇએ, તોજ તે પદ મળે. આ પ્રેમ તેજ શુદ્ધ પ્રેમ છે. હવે બીજો દાખલો અનિષ્ટ પ્રેમનો આપું છું.

# અનિષ્ટ પ્રેમ.

આ દાખલો પણ પતિ અને પત્નિનોજ છે તે પતિ પત્નિ નહી પણ આશક માશુકનો છે. એક હલકી જાતના માણસ (આદમી) સાથે એક ઉંચી જાતની ઓરત જયારે પ્રેમમાં જોડાય છે ત્યારે ( પીંગળા અને ડાણીયાનો માફક ) પ્રેમને લીધે જાતી ભેદ ગણવામાં આવતો નથી, તેના પ્રેમથી કુળની લજ્જા, કુટુંબ-બની લજા જાત જાતની લજ્જા, તેને રેહેતી નથી. હું જાતે કોણ છું? કેની દીકરી છું, કોની ઓરત છું, મારો શું વૈભવ છે, મારૂ માન કેટલું છે? તેનો પણ તેને ખ્યાલ રહેતો નથી. હલકા જાતનો માણસ ગાળ દે છે તો, ખુશીથી ખાય છે, પીટે છે તો પણ પટાય છે. તેનું તેને દુઃખ લાગતું નથી. તે જે કહે તે કરવા તત્પર થાય છે. પોતાના ધણીની સઘળી મિલ્કત આપી દે છે, તેની વાસ્તે ફકીરી લે છે, જોગણ બને છે. આ પ્રેમથી છુટા પાડવા માટે પેટનો દીકરો કે કોંઈ કુટુંબી ઇલાજ લે છે. તો તેને મારી નાખવાના ઉપાયો યોજે છે, બીજા લાગતા વળગતા કોઇ કહે છે તો તેને ધુતકારી કાઢી અપમાને છે, અને રાખેલો ધણી નાક, કાન કાપી નાખી, બુચી અને નકટી બનાવી અવળે ગધાડે બેસારી, મોઢે મેશ ચોપડી, ખાસડાનો હાડડો કરી ડોકમાં પેહેરાવી, અવળે ગધાડે બેસારી, હાથમાં ગધેડાનું પુછડું પકડાવી હજારો છોકરાંના બુમરાણ વચ્ચે બધે ગામમાં કે દેશમાં વરઘોડો કાઢી ફેરવે તો તે પ્રમાણે પરવાને ઉત્સુકતા તે બતાવે છે પણ તેને છોડતી નથી. એવી રાખેલા પ્રત્યે લગ્ની લાગે છે. પીંગ ળાનો દાખલો અનિષ્ટ પ્રેમનો ખુલાસો કરવાને પુરતો છે. અમર

ફળ જેવી વસ્તુથી પોતાના પતિને નહી પણ ઠાણીયાને અમ્મર કરવા ગઈ. અહા—શું પ્રેમ ??? આ પીંગળા દુર્ભાગીનીનું ઘણુંજ હલકું કાર્ય યાને વર્તન હતું. તેથી તેનો પ્રેમ અનિષ્ટ કહેવો પડે છે પરંતુ પ્રેમને લીધે ભરથરી જેવો બાણું લાખ માળવાનો પતિ અને તેનો રાજ્ય વૈભવ તે પ્રેમની પાછળ કોઇ પણ વિશાતમાં લેખ્યો નથી. તે પણ પ્રેમજ છે. પરંતુ અખંડ પ્રેમ તે કેહેવાય નહિ કારણ કે ભરથરીને ભેખમાં જોયા પછી મનની સ્થિતિ બદલાઈ ગઇ હતી અને ભરથરીને ભેખ છોડી દેવા ઘણી આજીજી યાને કાકલુદી કરી હતી. પણ હાથીના દાંત બાહાર નિકળયા પછી પાછા પેસતા નથી કાચબોજ ઘડીમાં માથું કાઢે છે ને પાછુ ઘાલી દે છે તેમ ભરથરી સત્યવાદી એક વચની હતો જેથી રાજપાટ છોડી ચાલ્યો ગયો. હજુ અમ્મર છે. એવી દંતકથા છે માટે આવો અનિષ્ટ પ્રેમ ન જોઇએ. શુદ્ધ પ્રેમ જોઇએ. શુદ્ધ પ્રેમ એ સદ્‌ગુણોનું પ્રાધાન્ય રૂપે મહાન એક અંગ છે. એવા સદ્‌ગુણથી આત્મીક શકિત ખીલાવવી જોઇએ. એ ખીલાવવાના શાધન રૂપે મુખ્ય બંદગીજ છે. બંદગીથી એ શકિત મેળવી શકાય કેળવણી ગમે તેવા ઉચા પ્રકારની લઇએ પરંતુ તેથી આત્મીક શકિત લેશ માત્ર ખીલતી નથી ત્યારે કેળવણીથી શું ખીલે છે ?

કેળવણીથી બુદ્ધિ ખીલે, વિચાર શકિત ખીલે, વાદવિવાદ કરવાની શકિત ખીલે, સંસારી વ્યવહારી કામ કરવાની શકિત ખીલે, આવી શકિતઓ ખીલાવી શકવાને કેળવણી છે પણ આત્મિક શકિત ખીલાવવાને માટે કેળવણીની જરૂર નથી. કારણ કે

જે જે માહાત્માઓ, રૂષિયો, ધર્મ ફેલાવનાર તીર્થંકરો અને પેગંબરો થઇ ગયા છે તેઓ તેવી કેળવણી પામીને પ્રભુ પદ મેળવ્યું નથી પણ પ્રભુની બંદગીથી સદ્‌ગુણો ખીલવ્યા, સદગુણો ખીલવી આત્મીક શક્તિ પ્રગટ કરવાની શક્તિખીલવી; આત્મીક શકિત ખીલવી આત્મામાં છુપાઇ રહેલી અદભુત શકિત પ્રગટ કરી આત્મ સ્વરૂપને જોવાની શક્તિ મેળવી અને એ શકિત વડેજ પ્રભુનું પદ મેળવ્યું હતું અને એજ શકિતથી પ્રભુ પદ મેળવી શકાય છે. એ શિવાય કોઇ રસ્તે પ્રભુ પદ મેળવી શકાતું નથી માટે પ્રભુ પદ મેળવવાને ખરા અંતઃકરણથી પ્રભુની બંદગી કરવાની જરૂર છે. બંદગી કરવાથી એક પછી એક શકિત આપો આપ ખીલતી જાય છે. તેમાં બીજા કોઇની મદદની જરૂર નથી. નરસિંહમેહેતો ધ્રુવ, પ્રહલાદ શવરીબાઇ વિગેરેના આપણામાં અનેક દાખલા છે. તે કોઇ કેળ-વણી લઇને પ્રભુ પદ મેળવી શકયાં નથી. પણ અંતઃકરણના સંપૂર્ણ શુદ્ધ પ્રેમની બંદગીથી પ્રભુ પદ મેળવી શકયાં છે. માટે જેમને પ્રભુ પદ મેળવવાને ઇચ્છા હોય તેમણે બંદગીથી પોતાના આત્માને પવિત્ર બનાવી, સદ્‌ગુણો મેળવી, આત્મશકિત ખીલવી, આત્માના સ્વરૂપને આંત્રિક દ્રષ્ટિથી જોઇને પ્રભુ પદ મેળવવું જોઇએ અને તેથી પ્રભુ પદ મેળવી શકાય છે. એ નિશંક વાત માની લેવી.

કેળવણીથી કોઇ જન્માંતરે પ્રભુપદ મેળવવાની આશા રાખશોજ નહીં. અને આશા રાખો તો રેતીમાં તેલ કાઢવા જેવું છે. તમો જુવો જેવા કે, મુખ્તીયારોથી માંડીને વકીલો, બારીસ્ટરો,

સોલીસીટરો, પ્લીડરો જેવા માણસો પૈકી કેટલ્યાએક ગંભીર પ્રકારના ગુન્હા કરે છે. પોતાનો કજીયો પોતાના લાભમાં ચુકવવા અસીલોને અનેક જાતની ખોટી સલાહો આપી આડે મારગે દોરવે છે, પુરાવા તોડવા (સામાવાળાના) અનેક યુક્તિઓ બતાવે છે, જેમ નિશાળીયાને મેહેતાજી મોઢે પાઠ કરાવે છે તેમ કેક સાહેદોને બોલવાને પાઠ કરાવે છે આમ કરી ઇન્સાફ કરનારને ન્યાય કરવામાં અનેક જાતની મુશ્કેલીઓ અને વીટંબણા ઉભી કરી ન્યાયનો અન્યાય કરાવવા શૂરા પહેલવાનની માફક કોર્ટમાં લડે છે. આવું, શું, તમોએ જોયું કે સાંભળ્યું નથી? જુવો કેળવણીનો પ્રભાવ.

હવે આપણે હરકોઇ રાજ્યના નોકરોએ ઊંચી કેળવણી લઇ હોદ્દો મેળવ્યો હોય, તેમની બાબત તપાસીએ. કહો, કેટલ્યા એક રૂસ્વત લેનારા, જબરાઇથી નાણા કઢાવનારા, જોર જુલમ વાપરનારા, વગ સગથી કામ કરનારા, ભલામણ અને ચીઠી પત્રીથી કામ કરનારા, તુંડ મીજાજી, ચીડીયા, અભિમાની, દંભી અને ડોળ ઘાલુ, બીન ગુનેગારને શિક્ષા કરનારા, ખરા ગુનેગારને છોડી મુકનારા, અપવિત્ર છતાં પવિત્રતાનો દાવો રાખનારા, ગરીબ કુટુંબમાં જન્મી કરોડો પતિ થનારા, શું તમે નથી જોયા? અલબત દરેકે દરેકે જોયાં હશે. પવિત્ર પુરૂષો કરતાં આવા અપવિત્રપણે કામ કરનારની સંખ્યા તમોએ વધારે પ્રમાણમાં જોઈ હશે તો પછી કહો. આવી કેળવણીથી બંદગી કરી શકી સદ્દગુણો ખીલાવી પ્રભુપદ મેળવવાને શક્તિવાન થવાય ખરૂં? ના—નજ, થવાય—ફક્ત પ્રભુ પદ વળવાંનો માગ શરૂ તો તો બંદગીજ છે. માટે જો

માણસ પ્રભુ પદ મેળવવા ધારે તો તે મેળવી શકે છે. તે માણસ ધારે તે કરી શકે—એમ મારી માન્યતા છે પવિત્ર તરીકે અમદાવાદમાં ઘણા અધિકારીઓ સાંભળ્યા છે. પરંતુ નામ નથી જાણતો. અને દેશીમાં શાખથી જેને ઓળખું છું તે કાદરમીયા, નંદી સાહેબ પંડયા અને એક પારસી પોલીસ ઇન્સ્પેક્ટર કોઠાવાળા અને જોશી માજીસ્ટ્રેટને જ જાણું છું. તે ઘણા પવિત્રપણે નેકીથી ખરા યકીનથી કાળજી અને કુશળતાથી પોતાની ફરજ બજાવતાં પરલોકનો ખ્યાલ ઘડી ભર દૂર કરતા નથી. એ વાત અનુભવથીજ લખું છું.

---

## પરભાતી.

પુનમતી ચારણના રાગમાં ગવાતી પરભાતી.

હે વિશ્વ પતિ આ વિશ્વમાં દેજો, સર્વે પ્રકારે સુખ;
આધિ, વ્યાધિ અને અને ઉપાધિ કેરાં, દૂર કરી સહુ દુઃખ. હે૦
સદા ચરણમાં તારા રેહેવા, ભલો રખાવ્યે ભાવ;
આડી વાતોથી અળગો રાખે, સદ્બુદ્ધિથી સાવ. હે૦
દયાને ભક્તિનો સદાને માટે, દિલમાં આપો વાસ;
નિર્મળ મનડું નિરંતર રાખો, તરવા સારૂ મારા નાથ. હે૦
આથી અધિક હું કાંયે ન માગું, પ્યારા મારા તારી પાસ;
સ્વીકાર માગણી એટલી મારી, કહે તે ત્રિભુવનદાસ. હે૦

---

# તું કેટલા દિવસનો મેમાન છો.

## રાગ ધનાશ્રી.

હાલરડું વહાલું, પ્યારારે મારા હાલરડું વહાલું-એ ઢબ.

બેજ દિનોરે મેમાન, વાલીડા મારા, બેજ દિનોરે મેમાન. (૨)
કાયમ કોઇને, નથી રેહેવાનુ (૨) જોજે ઠરીને ઠામ. વા૦
મારૂંને તારૂં, કરવાને માટે (૨) સિદ્દ કરે છે તોફાન. વા૦
તારૂં ધારેલું, ધર્યુંજ રેહેશે (૨) કશું ન આવશે કામ. વા૦
અનેક જન જો ઉડી ગયા છે (૨) નથી જો નામને નિશાન. વા૦
સાહેબી કોની કામ ન આવી. (૨) આખર ધરીજો ધ્યાન. વા૦
અનેક ભવતેં, અવનીમાં કીધા (૨) જમીન ને આશમાન. વા૦
છતાંએ અંતજો હુજુ ન આવ્યો (૨) ઠરીને બેસવાને ઠામ. વા૦
ગમે તેવો તું, મનથીરે માને, (૨) ઉપરથી ધરીને અભિમાન. વા૦
કરવું હોય તે, કરી તું લે જે (૨) ભજવા ન છોડ ભગવાન. વા૦
ટુંક વખત છે, કે'છે ત્રિભુવન, (૨) સાંભળજે બેઉ કાન. વા૦

---

## રાગ ઉપરનો.

બેજ દિનોરે મેમાન, વાલીડા મારા, બેજ દિનોરે મેમાન. (૨)
માયા દેખીને, મન મલકા નાં (૨) મન બનીને મસ્તાન, વા૦
ભામની દેખી, ભુલી ન જાજે (૨) ભાઈ ભલું જેજે ભાન. ભા૦
સાહેબી, દેખી, ચળી ના જાજે (૨) હાથે થવાને હેરાન. વા૦

કથા કુથલીની, છોડીજ દેને (૨) ભજી લેને ભગવાન. વા૦
લાલચ લોભમાં, નહિં લપટાએ (૨) મોહને આપીજ માન. વા૦
તાકી તારે શિર સદા લહ્યો છે (૨) સમજી લેજેરે સેતાન. વા૦
કાયમ કાયા, નથી રેહેવાની (૨) અબજો દેતાં પણ દામ. વા૦
એક વખત જો, આવશે એવો (૨) નહિ રહે નામ ને નિશાન.વા૦
ગરીબ, ભૂપતિ, સર્વે ગયા છે (૨) વડા ગયા છે વિદ્વાન. વા૦
દેખીલે દાખલા, દ્રષ્ટિથી તારી (૨) ધરી અંતરમાં ધ્યાન. વા૦
કરવી હોયે તે પછીથી કરજે (૨) વધતી ઓછીરે ઉફાન વા૦
અચળ આશા એકજ રાખજે (૨) પરમ પામવાને ધામ. વા૦
તોજ સુધરશે, તારૂં જગતમાં (૨) છેલ્લું જોજે સમશાન. વા૦
ડાહ્યુને દુનિયાં, આશિષ દેશે (૨) કરીને ગુણ યશોગાન. વા૦
ટુંક બિનાથી, કે'છે ત્રિભુવન (૨) છેલ્લા કરીને રામરામ. વા૦

---

હાલ ઘુમે છે પણ. પસ્તાવો પુરો થશેરે,
જો નહિં ચેતશો રે. એ ઢબ.
હિંસા કરતાં હાથથી, જો નહિં તું અચકાય;
આડું મરતાં આવશે. જરૂર જાણજે ભાઇ;
અકળાશે તું તે સમરે, જો નહિં ચેતશોરે. હાલ૦

વળી વાચાને મનથી, કર્મ કરીશ જો કોય;
હાજર મરતાં તે થશે, નહિં બાકી રહે ઓય;
તે પણ જો પૂરાં દમેરે, જો નહિં ચેતશેરે. હાલ૦

ભોગવવા સરવે પડે, પાપ માફ નહિં થાય;
કુદ્રત લેશે હાજરી, તે નથી પોપા બાઈ;
જે તું નહિં ખમેરે, જો નહિં ચેતશેરે હાલ૦

પાપોથી અળગો પડી, સદા સમરજે શિવ;
મુક્તિ મળશે જે વડે, સિવ થશે જો જીવ;
મને તો એ ગમેરે, માટે ચેતજે રે. હાલ૦



નોટ—જેમ કોઇ હરામખોર કે બદમાસ માણસને આપણા ઘરમાં લાખો રૂપિયાનો લાભ થતાં પણ પેસવા દેતા નથી અને તેનાથી બચવા ઘણાજ સાવધ રહીએ છીએ. તેમ મુક્તિ મેળવવાને માટે કામ, ક્રોધ, લોભ, મોહ, ચળ, કપટ, દગો અને ઇર્ષા જેવા દુર્ગુણો યાને વિકારને આપણા અંતઃકરણમાં પેસવાજ દેવા જોઇએ નહી. જો આપણે મુક્તિની સલામતી રાખવાની જરૂર હોય તો, તેનાથી ઘણા સાવધ અને સચેત રહેવું. એ આપણું મોટામાં મોટું કર્તવ્ય છે તે કર્તવ્ય સમજીએ અને જેમ સારા માણસની સોબતથી આપણી સ્થિતિ સુધારી શકીએ તેમ સદગુણોને ગ્રહણ કરીએ, તો તેથી ધારીએ તે કેમ કરી ન શકીએ ?

# કીર્તન.

કાયાં છે ત્યાં સુધી કર સ્મરણ, કીરતારનું રે;
બીજું સ્મરણ કરીદે બાદ, સરવ સંસારનું રે. કાયા૦

કાલ પડી કાયા જાશે, ખાખ ખલકમાં તેની થાશે;
ઉડી જાશે વામા, મનથી ધારતું રે. કાયા૦

ખલક તણી છે બાજી ખોટી, સીદ રહ્યો છો તેમાં ચોટી
ભુલ કરીને મોટી, મનબ્યો હારમાં રે. કાયા૦

કૈંક ગયા છે કાયા મેલી, જે કરતા બહુએ બદફેલી
ખેલ અનેકનેં ખેલી, કંઇક વિચારતું રે. કાયા૦

મુસાફરી કરતાં જો છેલ્લી, કોઈ નથી તારૂં ત્યાં બેલી;
સંબંધ દેસે મેલી, ઉર વિચારતું રે. કાયા૦

સહાય નહિં ત્યાં કોઇયે કરશે, જીવ જે વખતે છુટો પડશે
ઘડી ભર ઘરના રડશે, હૃદયે ધારતું રે. કાયા૦

કર સમરણ તું પ્રભુનું ભાઈ, એ પદ મળવા છે ઉપાયી;
ત્રિભુવન થાશે સહાયી, સમજ નિરધારતું રે. કાયા૦

---

## દોહરા.

હુદ્દા હોએ ત્યાં લગી, દેછે દુનિયાં માન;
હુદ્દો જાતાં હાથથી, ચપટી ધુળ સમાન ૧
કાયા છે તેમ ત્યાં લગી, કરણી ઉંચી થાય;
કરણી ચુક્તાં હાથથી, હારી જીવન જાય. ૨
હુદ્દા પર રહી જે નરો, શ્રેષ્ટ કરે છે કામ;
અવની પર ઉપકારનાં, તેનાં રહે છે નામ. ૩
કાયા માનવની ધરી કરસે સારા કામ;
અમ્મર નામ તેનાં રહી, જૈ ભેટે ભગવાન. ૪

---

## કુદરત કોને મદદ કરતી નથી.

### દોહરા.

બા, બા કરતો જીભથી, ઘડી ન મ્હોરો ખાય;
છુપાં જણાવે છોકરાં, કહો આ પાપ ગણાય ? ૧
વેર વધારે એટલ્યાં, મા, છોરૂની માય;
મરતાં સુધીમાં કદિ, કોઈ ન ભેળાં થાય. ૨
ચોરી દેવોની કરે, ચોરે માલ અપાર;
લાખો મેળવે રૂપિયા, જન જાહેર ધરાર. ૩
પાપ થકી પાછો કદિ, ભરેન જો જો પાય;
કુદ્રત તેને કો જનો, સહાયક કેમજ થાય. ૪

પ્રભુ ! પ્રભુ ! ઓ પ્રભુ !!! તોબા, તોબા !! તોબા–પ્રભુ આવા કોઇ હોય તો તેને સદ્દબુદ્ધિ આપો !!!

# કીર્તન.

રાતે રોજ વિચારો, આજ કમાયા શું અહીંરે;
સૂતાં મન મહીંરે. રાતે૦

ગયો દિવસ જે કાલનો, વિતાવ્યો છે ભાઇ;
કોઇ રીતે તે આવશે, કરતાં જો ઉપાય.
વિચારો તે સહી રે. સૂતાં મન મહીં રે. રાતે૦

વખત આમ વિતાવતાં, અનંત ગુમાવે દિન;
શું સરવાળો આવશે, તે જો થઇજ તલ્લીન.
હૃદયની માં જઇ રે, સૂતાં મન મહીં રે. રાતે૦

શું હાની ને લાભ છે, ખ્યાલ કરે તે ખુબ;
આગળ વધજે તે પછી, રસમાં ડુબા ડુબ.
સુણાવું તે અહીં રે, સૂતા મન મહી રે. રાતે૦

ખ્યાલ કરી આ ખલકનો, કરજે એજ કમાઈ;
ભવ કરવા નવ કો પડે, એ લેજો ઉપાય.
સદા સુખ છે જહી રે. સૂતાં મન મહી રે. રાતે૦

ત્રિભુવનના તનમાં, એજ વિચારો થાય;
અખંડ સુખ શાથી મળે, કરવી એજ કમાય.
ગમે બીજું નહી રે, સૂતા મન મહી રે. રાતે૦

---

# ઘણી અદ્દભુત અને ચમત્કારિક બાબતનો
# ખુલાસો.

આપણું હરેક સગું વ્હાલું ગુજરી ગયું હોય. જેને ઘણી મુદત વિતી ગઇ હોય તેનો ફોટો પાડી શકાય છે, તેના સાથે સ્વપ્નામાં વાતચિત કરી શકાય છે અને ખુલ્લી રીતે શરીર ધારણ કરી આપણી સામે હાજર થઇ હરકોઈ વાતનો ખુલાસો મેળવી શકાય છે. કહો, આ વિદ્યા અદભુત અને ચમત્કારીક ગણાય કે નહીં ?

કોઇ કોઈ આ બાબત શંકા કરશે અને વ્હેમાશે કે આ વાત માની શકાય તેવી નથી. જો આવી કોઇ શંકા કરે તો તેને ખાત્રી કરવાને માટે મેં જે પાંચ પુસ્તકો લખ્યાં છે, તે મંગાવો; વાંચો, તેનો તમો સંપુર્ણ અભ્યાસ કરો જ્ઞાન મેળવો, અને એ પ્રમાણે પ્રયોગ કરી જુવો એટલે તમારી શંકા દૂર થશે અને વ્હેમમાં પડવાનું કારણ રહેશે નહીં. આ બાબતમાં અનેક પુસ્તકો વિલાયત અને અમેરીકામાં પ્રગટ થયાં છે. ગુજરેલા સાથ વાતચિત કરવાના પ્રયોગો થાય છે, ફોટા લેવાય છે, અને ફોટાનાં પુસ્તકો પણ પ્રગટ થયેલાં છે, તેથી ખાત્રી કરો.

આ વિદ્યાનું જ્ઞાન મેળવવા હું અભ્યાસ બે વર્ષથી કરૂં છું પરંતુ હજુ એકડો ઘુંટવા જેટલું જ્ઞાન મેળવ્યું છે. એટલામાં મને સંતોષ મળે તેટલી શક્તિ મેળવી છે. અને હું પોતેજ હેરત પામુ છું કે, વાહવા-શું આ વિદ્યાનું રસ્ય અને તેની શકિત !! શું તેના અદભુત ચમત્કાર !! હજુ આ વિદ્યામાં આગળ વધવાને મારો પ્રયાસ જારી છે.

આ વિદ્યાનો પ્રયોગ કોઇને કરી બતાવતો નથી અને કરી બતાવવાનો મારો ઇરાદો નથી કારણ કે પ્રયોગથી મારે કમાવું કે ખાવું નથી, માન મેળવવુ નથી, મોટા ગણાવું નથી અને મહાત્માનો ડોળ પણ ઘાલવો નથી. પ્રોફેસર બનવું નથી. કારણ કે હું સમજું છું કે આવી શકિત મેળવવાને દરેક માણસ શકિતવાન છે એટલે તેમાં માહરે ડોળ, દેખાવ કે દમામ યાને દંભ કરવાની જરૂર નથી વળી આ બાબતનો પ્રયોગ કરવો તે હાથે કરીને દુનિયાને માથાનો મગજ ખાવાને નોતરૂં દેવા બરોબર છે. એટલે ઉલટી અભ્યાસ કરવામાં હરકતો નડે અને ખરો રસ્તો ખોળવામાં વિઘ્ન આવી પડે, મેળવેલું તે ગુમાવી દેવું પડે માટે મારા પાસેથી કંઇ પણ જાણવાની કોઇએ ઇચ્છા રાખવી નહીં. જાણવું અને જોવું હોય તો ઉપરનાં પુસ્તકો જણાવશે. તમારે મરજી હોય તો મંગાવો અને જ્ઞાન મેળવો. એ પાંચે પુસ્તકોની કિંમત દસ રૂપિયાથી વધારે અને બાર રૂપિયાની અંદર છે.

## અંગત ચેતવણી.

જુવો ભાઇઓ ? ? આ વિદ્યાથી ધારીએ તે કરી શકીએ છીએ. પરંતુ એટલું યાદ રાખજો કે સારૂં કરશો તો તેનું ફળ સારૂંજ મળશે અને નરતું કરવા ધારશો તો જો કે તેમ પણ કરી શકશો એ નિરવિવાદ છે પરંતુ નરતું કરીને સારૂં થવાની ઇચ્છા રાખશો તો સારૂં નહીજ થાય. કારણ કે કુદરતનો ઇન્સાફ ચોખ્ખો રહે છે. માટે કોઇનું બુરૂં કરતાં વિચારજો, સંભાળજો. નહિં તો કુદરતના મારનો ફટકો તમો સહન કરી શકશો નહીં.

એ બાબતનો મને ઘણોજ કડવો અનુભવ મળેલો હોવાથી, તેવું કોઇ કામ કરવાનો ખ્યાલ કે વિચાર કરવા ચોખ્ખી ફુત્ર જેવી ના પાડું છું. માટે કાળી બાજુ અને ધોળી બે બાજુમાં ધોળી બાબત ગ્રહણ કરજો. પછી જેવી તમારી ઇચ્છા. મુરખ માણસને પોકારીને કહેતાં ન માને તો પછી આટલી વાત સમજાવતાં કયાંથી સમજે !! કરશે તેવું પામશે એ કહેવતને વળગી રહેજો. એ કહેવત આજની નથી પણ અનાદિ છે તે પુરેપુરી લક્ષમાં રાખજો. પછી દરેક સારા કાર્યમાં આગળ વધજો અને ધારવા પ્રમાણે કરશો તે થશે ! થશે અને થશેજ.

---

## તંદુરસ્તી માટે ખબર.

મોતની અણી ઉપર આવેલા કેસો, અને વહાડકાપ કરવા જેવા કેસો-સિવાયની હરકોઇ જાતની બિમારી ઇશ્વર પાસે પ્રાર્થના કરવાથી આત્મીક, શક્તિથી, ૩ માનશિક શક્તિથી ૪ શારીરિક ક્રિયાથી દુર થઇ શકે છે. તેમાં ડોલ ભરીને દવા પીવાની કે કુલેરની માફક દવાને મધમાં ભેળવી લુગદી ગળે ઉતારવાની, અને ખાંડના બુકડા મારવા પેઠે દવા ફાકવાની જરૂર નથી. ફક્ત ઉપરની ચાર બાબતથી તંદુરસ્તી મેળવી શકાય છે. ( તેમાં દરદીએ મન અને શરીર પવિત્ર બનાવવું જોઇએ. )

કોઇ બીમાર માણસને આ વિદ્યા મારફતે તંદુરસ્ત થવું હોય તો મારા ઉપર પત્ર લખવો. તેમાં નામ ઠામ ઠેકાણું, શું બીમારી છે, કેટલી મુદતથી છે. તે લખી જણાવવું ફખર મળ-

વાની મનાઇ છે. જરૂર હશે તો લખીને જણાવીશ, જવાબને માટે ટીકીટ મોકલાવવી.) તદ્દન મ–ફ–ત સેવા કરવામાં આવે છે. તેમાં ઇશ્વરની કૃપા અને કુદરતની પ્રેરણાથી કામ કરવામાં આવે છે ખરૂ યકીન, ભરૂસો, વિશ્વાસ, ખંત દઢતા. જેટલાં બળવાન હશે તે પ્રમાણે આરામ થશે. શંકાવાળા, વહેમી, ભરૂસા વિનાના, ફીકર, ચિંત્તા કરનાર, ગમગીનીમાં રહેનાર, ખોરાકના ભડ ભડાટવાળા, સૂચનાને અમાન્ય કરનાર, અને સેતાની વિચારવા-ળાને માટે કુદરત મદદ કરી શકતી નથી તે ધ્યાનમાં રાખવું અને પછી લખવું. કોઇએ આજી કે કકલાટની વાત લખવી નહી પૈસાની લાલચ બતાવવી નહી. માત્ર બીમારી પુરતા ખબર આપવા. હમેશાં કુદરત સારૂ કરવાનું કામ કરે છે. તે ચોકસ સમજવું. કુદરતના નિયમનું પાલન નહિ કરવાથી નાફરમાન થવાથી, દુખ, દરદ, અને મુસીબત આવી પડે છે. તે તરફ જુવો કુદરતના ફરમાનને માન આપો. અને પછી જુવો કે દુખ દરદ અને મુસીબત શી રીતે રહે છે. મતલબ સર્વ સુખ તમારા માટેજ છે, ધારશો તે કરશો, અને તે તમેજ કરીશો. બીજાની દરકાર પળવાર પરવાર રાખવાની નથી કુદત સત્યવાદી ચીજ છે અને સત્યનુંજ તે પાલન કરે છે. તેમજ તેની ફરજ તેજ છે વાસ્તે કુદત પર પકકો ભરૂસો અને વિશ્વાસ રાખવો.

---

# —પ્રસ્તાવિક—

ઘણા ભણેલા ગણેલા અને ડીગ્રીઓ મેળવેલા પૈસા મેળવવાને માટે કાળજયા તુટ મહેનત કરે છે. હાફલા ફાફલા બનીને ફરે છે નિવૃતિથી નિંદ લેતા નથી છતાં તેને કશુંએ મળતું નથી. અને વગર ભણેલા ગણેલા લાખો રૂપિયા મેળવે છે. ખાય છે પીએ છે અને મોજ મજા ઉડાવે છે. પરંતુ મોજ મજા ઉડાવવાથી અને ફાવે તેમ ફરવાથી, તેને કોઇ પ્રકારનું સુખ હોય એમ હું તો, નજ માનુઃ કારણ કે, તેવાની પાસે ગમે તેટલા પૈસા અને વૈભવ હોય છતાં તેને કોઇ માન આપતું નથી. એકલા અટુલા લોકોથી હીણાયલા ફરે છે. જીંદગીનો ફેરો પુરો કરે છે ને મરે છે. માટે તે પણ પૈસા મેળવ્યા કહેવાય નહીં. જે માણસના કાર્યથી બીજાને સુખ મળે છે, ધર્મનાં ખાતા ખોલાવાય છે, વિદ્યાલયો, જલાશયો, ગરીબોના નિરાશ્રયો ખોલાય છે. તેણેજ પૈસો મેળવ્યો ગણાય છે. તેજ જન્મ્યો અને જીવ્યો લેખાય છે. સિવાય બીજાએ પૈસો મેળવ્યો હોય, તોએ, મેળવ્યા છે એમ કહી શકાય નહીં.

મનુષ્ય ધારે તે કરવાને શક્તિવાન છે. પૈસા મેળવે છે. અને આપણે હાય વોય કર્યા કરીએ છઇએ તો શું તે દેવ અને આપણે દાનવ છીએ ? શું તે મનુષ્ય અને આપણે હેવાન છીએ ? આપણી પણ એવી બલકે એથી વધારે શકિત છે. માટે એ શકિતને ખીલાવો અને પછી જુવો કે શ્રીમંતાઈ કેમ સાંપડતી નથી. અને પૈસાદાર કેમ થવાતું નથી.

આ સવાલ ઉપરથી કોઇ મને કહેશે કે તમે બધું જાણો છો તો તેવી શ્રીમંતાઇ કેમ મેળવતા નથી અને પૈસાદાર થતા નથી. તો તેનો જવાબ માત્ર એટલો જ છે કે, મારે એવી શ્રીમંતાઈ જોતી નથી, અને પૈસાદાર થવું નથી. તેવી શ્રીમંતાઇ હોય અને પઇસા હોય તો આવા પુસ્તકો લખવાની અને જનસમાજની સેવા બજાવવા ઈચ્છા રહે નહીં એટલુંજ નહીં પણ શ્રીમંતાઇ હોય તો ઇશ્વર ભક્તિ પણ બને નહીં. માટે મારે આવી શ્રીમંતાઇ જોઇતી નથી. મારે તો ઇશ્વર ભક્તિ અને જનસમાજની જે બને તે સેવા કરવાની વૃત્તિ છે અને તેમાંજ હું સર્વ પ્રકારનું સારામાં સારી પંકિતનું સુખ માનું છું. અને પ્રભુ પાસે એજ પ્રાર્થના કરૂં છું કે ઓ પ્રભુ !!! મને તું સદાને માટે સંપૂર્ણ પવિત્ર બનાવી, મારામાં સારામાં સારા સદ્ગુણો પ્રગટાવી, ઘણીજ શાંતિ અને સબુરી આપ. તારી ભકિત માટે એકાગ્રતાથી તલ્લીન કરી અનંત ભવનાં અષ્ટ કર્મોનો સદંતર નાશ કરી, તારા ચરણારવિંદમાં વાસ આપ ??? બીજું મારે કશુંએ જોઇતું નથી. વૈભવમાં એજ પ્રબળ ઈચ્છા રાખું છું.

અસ્તુ ! અસ્તુ !! અસ્તુ !!!

પૈસા હોય તો જો કે સંસારી સુખ જોઇએ, તે મળે છે પણ શારીરિક અને માનસિક સુખ મળતું નથી. તો પછી નજીવામાં નજીવી ગણત્રીનું સંસારી સુખ મેળવવા વાસ્તે પૈસાની હાવ વોય કરવાની બાબતમાં પડવાની હું શું કરવા દરકાર કે પરવા રાખું ? મારી તંદુરસ્તી છે તેજ મારા પૈસા છે, ઇશ્વર ભકિત એજ મારી સારામાં સારી દોલત છે, જીવન મુક્તીનો

રસ્તો એજ મારો મહાન વૈભવ છે. આવો મારો વૈભવ મળતાં આનંદ અને પૈસાની સ્થિતિની સાથે સરખાવતાં, પૈસાદાર કરતાં હું ઘણોજ સુખી છું. માત્ર ભરણ પોષણાર્થેજ આ ધંધો કરૂં છું એટલે ભરણપોષણ થાય અને શાંતિથી સુખરૂપ રહેવાય, અને ઇશ્વરભક્તિમાં આગળ વધી શકાય. જેથી કોઇ પણ ભવે મુક્તિ મેળવી, પ્રભુના ચર્ણમાં વાસ કરી શકાય. તેથી આ જગતમાં અને પરલોકમાં બીજું કશુએ આનંદમય નથી. માટે મારે શ્રીમંતાઇ જોઇની નથી અને પૈસા મેળવવા નથી. એમ ધારી પૈસા મેળવવાની ઇચ્છા કે આશા રાખતો નથી. કદાચ પૈસા વધારે પ્રમાણમાં એકઠા થાય છે તો તેને માટે શું કરવું જોઇએ? તે કરૂં છું. આ મારો હેતુ. છતાં કોઈ જુદી રીતે તર્ક વિતર્ક કરે અને ચાય તેમ ધારે, બોલે કે કહે. તેની મારે કોઇ જાતની દરકાર કે પરવા નથી. જે તર્ક વિતર્ક કરશે. તેને તેની શંકાનું સમાધાન તેના આત્માથીજ થશે.

---

યોગ એટલે શું? જવાબ—મેળવવું અને બાંધવું.

મેળવવું એટલે શું?—આ જગતમાં શાંતિ અને સુખ—અને બીજી દુનિયાંમાં મોક્ષ.

બાંધવું એટલે શું?—દરેક લાલચ અને ઇચ્છાઓને આપણા મન ઉપર કદિ ફાવવા દેવી નહીં, પણ દરેક લાલચ અને ઇચ્છા ઉપર આપણા મનનો સખ્ત કાબુ રાખવો તે.

યોગી એટલે શું?—ઉપરની બાબત ધારણ કરનારો સખ્સ.

# શાંતિથી કાર્ય કરવામાંજ સુખ છે.

રાગ—પુનમતી ચારણુનો.

( પરભાતીના. )

શાંતિ, શાતિ શાતિ રાખો, શાંતિમાં છે સુખ;
શાંતિ વિના જુવો સરવ જગતમાં સરવે પામે છે દુઃખ. શાંતિ.
શાંતિથી સારા કાંમજ થાશે, નિષ્ફળ કોઇ ન જાય;
શાંતિથી બંદગી પ્રભુ તણી કરતાં, મુક્તિ જુવો મેળવાય. શાંતિ.
શાંતિથી સારા વિચાર આવે, વળી થાયે એક ધ્યાન;
શાંતિ વડે વિદ્યાભ્યાસજ કરતાં, મેળવાય જોઇએ તે જ્ઞાન. શાંતિ.
શાંતિ ઘણી સુખ બીજરૂપી છે, તે નવ કરશો દૂર;
શાંતિતણા ફલ અમૃત આવે, અનુભવી લ્યો જરૂર. શાંતિ.
શાંતિ વડે સરકાર જુવોને, જીત કરે દેશો દેશ;
વાવટા વિજયના એ ફરકાવે, ધીરે ધીરે સારા બેશે. શાંતિ.
શાંતિ રાખી ભજે ભાવે પ્રભુને, તે તો ઉતરશે પાર;
અનુભવો ગુણ શાંતિ તણા સહુ, દરેક નર અને નાર. શાંતિ.
શાંતિ થકી સુખ સરવે સાંપડશે, શંકા કરો નહી ઉર;
કે'છે ત્રિભુવન ઓ ભાઇ મારા, શાંતિ રાખોને જરૂર. શાંતિ.



# સૂચના.

આપણા શરીરના અંદર અદ્રશ્યપણે છુપાઇ રહેલા આત્મામાં મહાન બળવાન અને ઘણીજ અદભુત તેમજ ચમત્કારી શક્તિયો એવી તો રહેની છે કે, જે જોઇએ તે મેળવી શકીએ. એવું આપણા આત્મામા બળવાન ઝવેરાત છે છતાં આપણે દુઃખી છઇએ, દરદી છઇએ, મુસીબતમાં ઘેરાયા છઇએ, તેનું કારણ એજ છે કે આપણા આત્મામાંના અંદર શું શક્તિઓ છે તેનું જ્ઞાન મેળવવાનો કદી વિચાર કરતા નથી, જ્ઞાન મેળવતા નથી, એ શક્તિને કેળવતા નથી તેજ છે અને જેને લીધે જાનવરી અવસ્થા જેવી અવસ્થા ગુજારી, દુઃખી, દરદી અને મુસીબતથી વિટળાયલા રહીએ છઇએ. વાસ્તે ભાઇઓ આ પુસ્તકમાં લખેલી બીના લક્ષ પુર્વક વાંચજો. કે જેથી તમોને જોવાનો જાણવાનો અને કરવાનો ખ્યાલ થાય અને તે વડે જે જોઇએ તે મેળવી શકાય. વાસ્તે દરેક માણસે પોતાની આત્મીક શક્તિ કેળવી; આલોક અને પરલોકનું સુખ મેળવી, પોતાના આત્માનું સ્વાર્થક કરવું જોઇએ.

આપણા આત્માના અંદર સર્વ શક્તિઓ સમાયેલ છે છતાં તેને ખીલવતા નથી એ આપણી અજ્ઞાનતા બતાવ આપે છે. અને જેમ ભાતા વગર ખાલી વહાણમાં બેસી મુસાફરી કરી અસંખ્ય દુઃખના ભોકતા થઇએ છઇએ તેમ આ શરીરથી સંસારમાં મુસાફરી કરીએ છઇએ. વાસ્તે ખરી વસ્તુનો ખ્યાલ કરો અને આત્મીક શક્તિને ઓળખો તો સર્વ સુખ તમારૂં જ છે.